જીવનરસ' પછી 'યુગચિત્ર' પ્રકટ થાય છે. હવે એપ્રીલમાં 'ઊર્મિ'
થશે. દરેક પ્રકાશનમાં લેખકોની ટૂંકી નોંધ અને ફોટાઓ પ્રકટ
ી અમારી ધારણા હતી પરંતુ લેખકો તરફથી અમોને એ માટે
સાથ મળેલ નહિ હોઇ એને મૂર્ત સ્વરૂપ આપી શકાયું નથી.
પરિચય આપવાનું ધોરણ રાખેલ છે અને આ વર્ષે એ પ્રમાણે
છતાં 'સ્વાશ્રય પ્રકાશન યોજના' એનામક વિસ્તૃત યોજના સાથે

એને યોજનાના વિકાસને વધુ વેગવાન બનાવવા લેખકો
માળા'ના ગ્રાહકોની સંખ્યામાં બની શકે ત્યાં સુધી વધારો કરવા
નો, બુદ્ધિનો અને લાગવગનો ઉપયોગ કરશે તો પરિણામે
મળતા વાર કેટલી ?

આપનો વિશ્વાસુ
ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

ગૃહપુસ્તકાલય ગ્રંથમાળા    વર્ષ બીજું    પુસ્તક બીજું

# યુગચિત્ર

સંપાદક અને પ્રકાશક
ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ, વકીલ



પ્રકાશક
સ્વાશ્રયી લેખક મંડળ
લાઠી. કાઠિયાવાડ

[ આવૃત્તિ પહેલી
પ્રત ૧૨૫૦ ]    [ સંવત ૧૯૯૬
સને ૧૯૪૦ માર્ચ ]

પ્રકાશન એજન્ટ
ગુર્જર સાહિત્ય ભંડાર : લાઠી.

[ એક રૂપીયો ]    ०    [ કાઠિયાવાડ ]

મુદ્રક : મનુભાઇ અમૃતલાલ શેઠ સ્વાધીન મુદ્રણાલય : રાણપુર.

[યુગચિત્ર : ટૂંકી વાર્તાલેખોનો સંગ્રહ] [એક રૂપિયો]





ગુર્જર સાહિત્ય ભંડાર : લાઠી [કાઠિયાવાડ]

# "ગૃહપુસ્તકાલય ગ્રંથમાળા"
# માટે વિજ્ઞપ્તિ

**સાહિત્ય રસિક સજ્જનો**
**લાયબ્રેરીના મંત્રી સાહેબો**
**અને સંસ્થાઓના સંચાલકો**

લેખકોના સહકારે શરૂ થયેલ આ સાહસનો આધાર ગ્રાહકોની સંખ્યાના વધારા ઉપર છે. આપ જે સાહિત્ય વાંચીને હસો છો અને રડો છો, રાચો છો અને નાચો છો, એના સર્જકોને શું મળે છે? તેનો વિચાર જે દિવસે સમાજ કરશે તે દિવસે ઉભયનું શ્રેય થશે. આપ લેખકો જ પ્રકાશન કરતા હોય તેવા સાહિત્યને ઉત્તેજન આપશો તો આવતી કાલના સાહિત્ય સર્જનનો યશ આપને હશે.

"ગૃહપુસ્તકાલય ગ્રંથમાળા"ના ગ્રાહક થનાર દરેક ગૃહસ્થ એક સંતોષ લઇ શકે તેમ છે, કે પોતે પોતાનાં નાણાંથી લેખકોને સીધું જ ઉત્તેજન આપે છે. લેખકોના પરિશ્રમનો લાભ લઇ માલેતુજાર બનનારી કોઇ પ્રકાશન સંસ્થાને નહિ. અને આથી ગ્રાહકો જે લેખકોના લખાણો પર પોતે મુગ્ધ થાય છે તેમને જ ન્યાય આપી શકે છે.

ગ્રંથમાળાનું વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા પાંચ અને વિદેશમાં શિલીંગ દસ પોસ્ટેજ સાથે છે. એક વર્ષમાં આઠ પુસ્તકો બ્હાર પડે છે. દરેક પુસ્તકમાં ૧૫૦ પૃષ્ઠ આવે છે. એ રીતે આઠ પુસ્તકના ૧૨૦૦ પૃષ્ઠનું નક્કર વાચન ગ્રાહક ઘેર બેઠા મેળવી શકે છે.

આ ગ્રંથમાળામાં બહારની કોઇ પણ જાહેરખબર લેવામાં આવતી નથી. એ એની વિશિષ્ટતા છે. વળી લેખકો પોતે જ પ્રકાશક હોવાથી પોતાનું સર્વોત્તમ સાહિત્ય આ પુસ્તકોમાં આપે છે.

કુટુંબમાં જુદી જુદી રસવૃત્તિવાળા બધાને આનંદ આપે એવા જુદાં જુદાં વિષયના પુસ્તકો દ્વારા તત્ત્વજ્ઞાનથી માંડી બાળકો માટેની પરિકથાઓ સુધીનું સાહિત્ય આ એક જ ગ્રંથમાળાના ગ્રાહક થવાથી મેળવી શકાય છે.

આ ગ્રંથમાળાનું વર્ષ ૧૯૪૦ના જાન્યુઆરીથી ગણાશે અને દર દોઢ દોઢ માસે ક્રમશઃ પુસ્તકો પ્રગટ થતા રહેશે.

ગ્રંથમાળાની યોજના મુજબ પ્રથમ 'જીવનરસ' અને 'યુગચિત્ર' પ્રગટ થયા છે "ઊર્મિ" છપાઇ રહ્યું છે જે એપ્રિલમાં પ્રગટ થશે. જેમાં જુદાં જુદાં વિભાગમાં છંદ બદ્ધ, ગેયત્વ ભરપુર કાવ્યો, ખંડકાવ્યો, દેશભક્તિ અને ઉદ્બોધન કાવ્યો, કટાક્ષકાવ્યો, રાસગીતોનો વિભાગ 'કૌમુદી' અને બાલગીતો એ રીતે કાવ્યસાહિત્યનું એ એક સમૃદ્ધ પ્રકાશન બનશે. અને ત્યારબાદ પ્રગટ થનારા નીચેના પુસ્તકો તૈયાર થઇ રહ્યા છે.

**સૌભાગ્ય** : [ સાહિત્ય સંગીત ] સંપાદિકાઃ— અ. સૌ. બહેન ધનિષ્ઠા મજમુદાર. આખું પુસ્તક સ્ત્રીઓના જ સહકારે તૈયાર થાય છે સ્ત્રીઓના સ્વાશ્રયે આ પહેલું પ્રકાશન છે. જે જુનમાં પ્રગટ થશે.

**જયસ્વદેશ** : [નવયુગનું સાહિત્ય] પ્રેરણાત્મક રાષ્ટ્રીય સામાજીક દેશ હીતની વાર્તાઓ અને લેખોનો સંગ્રહ જુલાઈમાં પ્રકટ થશે.

**આગની દુનિયા** : [શ્રમજીવીઓનું સાહિત્ય] મુડીવાદ અને મજૂરોની નિતી વચ્ચે ચગદાતા માનવિઓની સામ્યવાદની દ્રષ્ટિએ રજુ થતી વાર્તાઓ અને લેખોનો સંગ્રહ, સપ્ટે માં પ્રકટ થશે

**કાલી બોલી** [બાળ સાહિત્ય] બાળમાનસને અનુરૂપ વાર્તાઓ, શબ્દ ચિત્રો, અને ટુચકાઓનો સંગ્રહ અકટોમ્બરમાં પ્રકટ થશે.

**ઉલ્લાસ** [ હાસ્ય સાહિત્યનું છેલ્લુ પુસ્તક ]

સ્વાશ્રયી લેખક મંડળે શરૂ કરેલી ગૃહપુસ્તકાલય ગ્રંથમાળાના સાહસને ઉત્તેજન આપવા લવાજમ રૂપિયા પાંચ મ. ઓ. થી મોકલશો અગર વી. પી. થી મોકલવા માટે ફરમાવશો એવી આશા સાથે

| | |
|---|---|
| **ગુર્જર સાહિત્ય ભંડાર**<br>**લાઠી.** કાઠિયાવાડ | આપનો વિશ્વાસુ સાહિત્ય સેવક<br>**ધૈર્યચંદ્ર ર. બુદ્ધના વંદન** |

# પરિચય

'ગૃહપુસ્તકાલય ગ્રંથમાળા'ના બીજા વર્ષના બીજા પુસ્તક તરીકે 'યુગચિત્ર' પ્રકટ થાય છે. આ પુસ્તકની પ્રસિદ્ધિમાં સહકાર આપનાર લેખકો અને તેમના સાહિત્ય વિષે થોડું કહેવાની મ્હારી ફરજ અદા કરૂં છું.

કુ. **શ્રી. મંગળસિંહજી** સિદ્ધહસ્ત કલાકાર તરીકે આપણે તેઓશ્રીને પિછાનીએ છીએ. હિન્દ અને યુરોપના પ્રવાસે જઈ તેમણે પોતાની કલાભાવાનાનો અદ્દ્ભુત વિકાસ સાધ્યો છે. તેઓશ્રીની કલમ પિંછીના રંગોથી તૈયાર થયેલ દિવાલચિત્રો મુગ્ધ બનાવે તેવા સફળ સર્જન ગણાય છે. એવા સાહિત્ય અને કલાના ઉંડા અભ્યાસીની કલમ "કલા નીતરતો સૌરાષ્ટ્ર" રજૂ કરે છે. તેમાં ભૂતકાળની ભવ્ય ઈમારત અને આપણી પ્રાચીન સંસ્કૃતિ વર્તમાન યુગમાં સોરઠને ગામડે ગામડે ઘસાતી ભૂંસાતી ઓળા પડછાયા જેવી બનતી જાય છે તેને સજીવન રાખવા માટેની હાકલ શબ્દે શબ્દે સંભળાય છે.

**શ્રી. રમેશ** 'જીવનરસ'માં તેમણે રજૂ કરેલ લગ્નયાત્રા' હજુ આપણે ભુલ્યા નથી. આ ગ્રંથમાં તેઓશ્રી સમાજના ઉંડા મર્મને સ્પર્શતી, મીઠી ભ્રમણામાં આદર્શ મનાયેલ જીવનની કપરી વાસ્તવિકતાનો ખ્યાલ આપતી "પત્રકથા" રજૂ કરે છે. તેમાં સમાજવાદ, મહાસભાની પુરાણુ પ્રિયતા અને જાતિય જીવનની ચર્ચામાં આધુનિક યુગનું સફળ ચિત્ર રજૂ કરી શકયા છે.

**શ્રી. પ્રભાશંકર ત્રિવેદી** પૂર્વ આફ્રિકામાં વસતા આપણાં સોરઠી સાહિત્યકારે 'હિન્દુઓ અને પૂર્વ આફ્રિકા' નામક ઇતિહાસ પર પ્રકાશ ફેંકતો લેખ મનનિય અને અભ્યાસક દૃષ્ટિએ આલેખી આ ગ્રંથમાં રજુ કર્યો છે. જેમાં હિંદુઓ હિંદી મહાસાગરનાં મોજાઓ ઉપર થઈને બે હજાર વર્ષથી એ જૂના કાળમાં આફ્રિકામાં પહોંચી નિબિડ અરણ્યો

અને ગગનચૂંબી પહાડોની ઊંડી ઊંડી ખીણો વીંધીને ઠેઠ સરોવરના પ્રદેશ સુધી પહોંચેલા અને ભારતીય સંસ્કૃતિનો વાવટો હિંદી મહા પ્રજાએ ફરકાવેલ તેની મુદ્દાસર હકીકતો ઐતિહાસિક અને ભૌગોલીક રીતે આધાર સાથે સાબિત કરી બતાવેલ છે.

**શ્રી. મોહનસિંહ હમીરસિંહ પરમાર** કરાંચી વસતા આપણાં ગુજરાતી સાહિત્યકાર હાસ્યરસના લેખક તરીકે ખ્યાતી મેળવતાં જાય છે. આ સંગ્રહમાં તેઓશ્રી સમાજથી દાઝેલા એક "ઉલ્લુ"ની દર્દ કથા રજુ કરે છે. જેમાં ઘણે સ્થળે બને છે તેમ સમાજના શયતાનોની લીલા, રાષ્ટ્રીય સેવાના બાને બ્હાર આવેલ નેતાઓના સડેલા માનસ અને અમલદારોની પરદા પાછળની નિતીનો ખ્યાલ આપતો 'ઉલ્લુ' આપણુને ડાહ્યો ડમરો અને બુદ્ધિશાળી લાગે છે. 'બળાત્કાર' આટલું બોલતા છેવટ તેનો શ્વાસેશ્વાસ રૂંધાય છે. એવી કરૂણ કથની આપણુને સમાજની કલુષિતાનો ખ્યાલ આપે છે.

**શ્રી. અંબાલાલ નૃ. શાહ** જેમણે આ ગ્રંથમાળાના પ્રથમ પુસ્તકમાં "ન્યાય દેવતા" રજૂ કરીને આપણુને ભયની ધ્રૂજારી અનુભવાવી હતી તે સમર્થ લેખક આ ગ્રંથમાં 'પસંદગીના લગ્ન' રજૂ કરે છે જેમાં સુશિક્ષિત, સંસ્કારી અને સમાનધર્મી યુવક યુવતિનાં સ્નેહલગ્ન શા માટે નિષ્ફળ નિવડે છે અને પરણિત પ્રેમમાં ઉણપ આવવાનાં શાસ્ત્રીય, જાતિય અને સાંસ્કારિક કારણો કયા છે તે બતાવીને આધુનિકયુગના એક ચર્ચાસ્પદ વિષયની આલોચના કરી છે.

**શ્રી રામભાઈ ત્રિવેદી** : 'સીમ્બા'ના લેખક આ ગ્રંથમાં 'એ ચીસ'...રજૂ કરે છે જેમાં આફ્રિકન પ્રજાને ગુલામ તરીકે લઇ જવા અરબ વેપારીઓ સૂનેરી ઝાળ બિછાવે છે અને ભોળા માનવિને મધ લાળે લટકાવી કેટલી કરૂણતા નિપજાવે છે તેનું દર્દનાક ચિત્ર રજૂ કર્યું છે. જેમાં લોહી તરસ્યા રાક્ષસોથી પણ ભયંકર આરબ વેપારીયો પહેલા

મીઠી જીભ વાપરી પાછળથી કોરડાઓ વીંઝે છે તેનું કમકમાટી ઉપજાવે તેવું દૃષ્ય ઉજળી માનવતાનો ખ્યાલ આપે છે.

**"શ્રી નારાયણ"** આ ગ્રંથમાં બે વાર્તાઓ રજૂ કરે છે. જેમાં "છેલ્લા જુહાર"માં મૂડીવાદી માનસ ધરાવતા કાળા હૃદયના કાળા પટેલ ગરીબ બિચારા ધના જેવા નિખાલસ અને સરળ હૃદયના માણસને કેવી રીતે છેતરી તેના જીવનનો મૃત્યુઘંટ બજાવે છે તેનું કરૂણ ચિત્ર રજૂ કરે છે અને બીજી વાર્તા 'મુક્તપ્રેમ' જેમાં નારી હૃદયના આલેખનનો પ્રશ્ન રજૂ કરી પુરૂષની ભ્રમર ભાવનાથી સ્ત્રી જાતિ હડધુત થઇ રહી છે તેનું ભાન કરાવે છે.

**શ્રી ગણપતલાલ જોશી** 'વીર અમરાજી' નામક' ઐતિહાસિક વાર્તા રજૂ કરે છે. જેમાં ધર્મયુદ્ધ માટે લડવા અમરાજીની વાતને એક કાયર પુરૂષે ધુત્કારી, પરંતુ અમરાજી યુધ્ધે ચડે છે ત્યારે એક યુવાન તેને અણીને સમયે મદદ કરે છે. મદદ કરનાર યુવાનનો અમરાજી આભાર માને છે. પરંતુ એ યુવાન તો પેલા કાયર પુરૂષની સ્ત્રી નીકળે છે. તેવી શૌર્યભરપુર ઘટનાને સુંદર રીતે રજૂ કરેલ છે.

**શ્રી ભગીરથ મહેતા** : કાવ્યના રચનાર તરીકે ખ્યાતિ પામતા જતાં ભાઇ ભગીરથ મહેતા આ ગ્રંથમાં એક ટૂંકી વાર્તા રજૂ કરે છે. 'જ્યાં કબર છે' તેમાં સર્પ અને કબરના સ્વપ્નાની ચમત્કારીક ઘટનાનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

**શ્રી દિવેશ્વર લાલજી પંડ્યા** જૂના અને જાણીતા વાર્તાલેખક છે આ સંગ્રહમાં તેમણે બે વાર્તા રજૂ કરેલી છે જેમાં "આર્યલલના" આપણી સંસ્કૃતીનો ખ્યાલ આપે છે પતિને આરાધ્ય દેવ માનતી પ્રાચીન આર્ય મહિલાની ઉદાર ભાવના પતિના જીવન માટે પોતાનું લોહી નીચોવી આપે છે અને આધુનિક યુગના રંગે રંગાયેલ યુવતિ પતિની માંદગીના ઝેરી જંતુથી ડરે છે એ બન્ને વચ્ચેના વૈષમ્યનું દિગ્દર્શન કરાવતું સફળ ચિત્ર રજુ કર્યું છે. અને બીજી વાર્તા

'ભક્તરાજ ગાંગા'માં સૌરાષ્ટ્રના પ્રખ્યાત હરિજન ભક્તના ચમત્કારીક પરચાનો ઐતિહાસિક દષ્ટિએ ખ્યાલ આપ્યો છે.

**શ્રી. વશરામભાઇ જી. પટેલ** યુવાન અને આશાવંત કલમબાજ છે. તેઓએ હિંદી મહાસભાએ મદ્ય નિષેધની જે પ્રવૃત્તિ હાથ ધરી કરોડો કીસાન મજૂરો અને ગરીબોના જીવનને સુખી બનાવવા પગલુ ભર્યું છે તેનું યોગ્ય નિરૂપણ કરી દારૂથી થતી પાયમાલી, આધુનિક કેટલાય પત્રકારોના બે ધારા માનસ, લાંચ પર જીવતું પોલીસખાતું, દારૂડીયાના દીદાર અને "પાણીના પૈસા" પેદા કરનારની છેવટ થતી દશા. આ બધા પ્રશ્નનું વાસ્તવિક સર્જન કરી આધુનિક સળગતા પ્રશ્નોને સરસ રીતે ચર્ચેલા છે.

**શ્રી કાન્તિ વડોદરીઆ** આ ગ્રંથમા માતૃભુમિની સેવા માટે બલિદાન બનનાર અને દીકરાના આત્મ ત્યાગની વાત રજૂ કરે છે. દેશ માટે જીવન કુરબાન કરનારા એવા વિરલ આત્માઓ જ વિજય સંપડાવે છે. આઝાદીની તમન્ના રોમે રોમ સળગી ઊઠે છે ત્યારે જ મુક્તિ સાંપડે છે. જાપાન અને રશિયા વચ્ચેના યુદ્ધમાં જાપાન વિજયી બને છે તેમાં છૂપા ભોગ આપનારના જીવનને યશસ્વી બનાવતી ઘટના રજુ કરી છે.

છેલ્લી "અનિલા"ની વાર્તા પ્રકટ થયેલ છે. આપણાં પ્રાચીન અને અર્વાચીન યુગના જુદી જુદી રીતે રજૂ થતાં દૃશ્યોનો આ વાર્તાઓ અને લેખોનો સંગ્રહ સાહિત્ય રસિકો અપનાવી લેશે એવી શ્રદ્ધા સાથે

સાહિત્ય સેવક

શાન્તિગૃહ
લાઠી
૧૦-૩-૧૯૪૦

ચંદ્રચન્દ્ર ર. બુધ્ધ

સંપાદક : યુગચિત્ર.

# કલા નીતરતો સૌરાષ્ટ્ર

[ લેખક : કુમારશ્રી મંગલસિંહજી : લાઠી ]

**કલા છે ભોજ્ય મીઠી ને, ભોક્તા વિણ કલા નહિ !**
**કલાવાન કલા સાથે, ભોક્તા વિણ મળે નહિ !**

—કલાપી

**કુદરતી** સૌંદર્યે મઘમઘી રહેલા સોરઠમાં યાદવકુળના નરોત્તમ શ્રી કૃષ્ણચંદ્રની કલાભરી વિહારલીલાની સુરભી ફેલાણી : દંપતી-વૃંદોએ જીવનરાસ ખેલ્યા અને ગીત મંજરી મ્હોરી એ સૌરાષ્ટ્રની ભૂમિમાં કલાનાં બીજો તો કોણ જાણે કયારનાંય વવાયાં હશે; પણ એનાં દર્શન તો ભોક્તા જ કરાવી શકે. એમ કૃષ્ણચંદ્રે નરનારીઓમાં રાસનૃત્યો અને સંગીતકલાનાં દર્શન કરાવ્યાં. એને આજે હજારો વર્ષ વીતી ગયાં છે. જેનામાં જીવનતત્ત્વ વ્હેતું રહે એનું નામ કલા. એ દૃષ્ટિએ કલા આજે સોરઠનાં ગામડે ગામડે ઘસાતી, ભૂંસાતી, ઓળા પડછાયા જેવી જોવા મળે છે, ત્યારે ભૂતકાળની ભવ્ય કલ્પનાની ભવ્ય ઇમારતનાં ખોખાં નજર સામે ઉભરાય છે.

વાર તહેવારે ગામડાનું સ્ત્રીવૃંદ કિલ્લોલ કરતું શેરીઓના ચોકમાં કે ગામડાના ગોંદરે રાસનૃત્યોની સરવાણી જેવા હાંચ અને રાસડા લેતું હોય છે, ત્યારે એનાં ડોલન અને હલક કલા પિપાસુને આછાં

દર્શન કરાવી જાય છે. વૈષ્ણવોએ સંપડાવેલી સંગીતકલાના દૂર દૂરથી આવતા આછા થતા જતા વિરલ રણકાર કોઈ કોઇ વખત અગોચર ખૂણેથી આવીને ચમકાવે છે, ત્યારે એ સંગીતની મહત્તાનો ખ્યાલ આવે છે.

સિંધુની છોળે છલાકઇ કચ્છ–કાઠીયાવાડના કાંઠે જુવાળ પેઠે સ્પર્શી ગયેલ સંસ્કૃતિના અવશેષ સમા અલંકારો હજુ સોરઠની કોઇ ઉંડી ભૂતળમાંથી મળી આવે છે. આજના અલંકારો નવા જમાનાના રૂપરંગ ભલે પામ્યા હોય, પણ એની પ્રાચીન કલા તોલે તો અંશમાત્ર આવી શકે નહિ. હજારો વર્ષ પરનાં બલોયાં જેવા શંખવલયો આજે ખારા-પાટની ભૂમિનાં તળમાંથી સાંપડે છે. એની ઉપરનું ફૂલવેલ દોર્યું ચિત્રા-મણ આજે આટલા વર્ષે પણ એ કાળના માનવોની કલાવૃત્તિનો ખ્યાલ આપી શકે છે. એ અલંકારોની બનાવટની મૂળ વસ્તુના વિકાસ હાથીદાંત કે સોનાનો ઉપયોગ થતો હોય તો પણ આજે સોરઠી નારીના કાંડા ઉપર શોભતાં બલોયાંનો આકાર તો એની જૂની સંસ્કૃતિને સાચવી રહ્યો છે.

એ કાળની સુંદરીઓની કલ્પના પણ એ યુગના અવશેષ સમા અલંકારોથી ન આવે. પણ આજે વનવગડે ઘૂમતી આયરાણીઓ, રબારણો, કણબણો કે મેરકન્યાઓના છૂટા છેડાના પહેરવેષમાં પ્રાચીન સંસ્કૃતિ કલા નીતરતી દેખાય છે. હીરભર્યા વેલબુટ્ટાની રંગ મેળ-વણી અને પંખીઓનાં ચિત્રામણ, સુમેળ ગોઠવણીને હિલોળે ચડયું ખીલતું ભરત એમની કલા નીતરતી અંગુલીઓ દ્વારા અંકિત થયેલ હોય છે. એ નથી કોઇ ચિતારા પાસે ચિતરાવા જતી કે નથી કોઇ છીપા પાસે છપાવા જતી, પણ આજની શહેરની સ્ત્રીઓ એનું આછું અનુકરણ કરે છે ને રંગના થપેડા જેવા ભરત ભરે છે તેનાં કરતા આ વનવાસિની કન્યાઓની આંગળીઓમાં એ સજીવન કલા હજુ જળવાઇ

રહી છે. એના અંગ ઉપરના અલંકારો કે એના દેહ ઉપરનાં વસ્ત્રો આજના જમાનાની સુધરેલી ગણાતી કન્યાઓને અસંસ્કારી ભલે લાગે, પણ ખરી રીતે તો સોરઠી સન્નારીઓએજ પોતાના કંઠ અને દેહમાં સાચી કલાને પૂરીને સાચવી રાખી છે, એમ કહ્યાં વગર રહેવાશે નહિ.

એનું ઘર કે આંગણું એની કલારસીકતાનો ખ્યાલ આપી જાય છે. માટી લીંપ્યાં ઘર કે ઓસરીમાં એ વિધવિધ જાતની વૉકળીઓ પાડે છે. રંગોળી પૂરવાના રંગ એને મળતા નથી ત્યારે લીંપણમાંજ એ પોતાની આંગળીઓની પીછી વડે ચિત્રામણને અંકિત કરી એની રસવૃત્તિને સજીવ રાખે છે.

સોરઠના મેળાઓ એ સોરઠી કલાના અખૂટ ભંડાર ભર્યા કોઠારો છે. માધવપુર કે સતાધરા બીમનાથ કે દૂધેશ્વરના મેળાઓ જુઓ તો તમને ઠેર ઠેર કલાસમૃદ્ધિ ઉભરાતી દેખાશે. વિધવિધ પોષાકોમાં શોભતી માનવમેદનીના દુહાઓ અને રાસડાની રમઝટો રાતના થંડા પહોરમાં તમારા દિલને હચમચાવી મૂકશે, પણ જુનાગઢનો શિવરાત્રીનો મેળો એ અનોખી વસ્તુ છે. કોકિલ કંઠી સોરઠી સુંદરીઓના મીઠી હલકે લેવાતા રાસડા અને હીંચ, એના અંગ અને કંઠમાં ઉડતી સૌરભ વાતાવરણને કલાભર્યું કરી દેતાં દેખાશે, વાદળાં જોઈ ટહુકતા મોરલા પેઠે માનવદળ વચ્ચે, કાનમાં આંગળી નાંખી, ગળાને ખુલ્લું મૂકી, લલકારતા યુવાનોને દુહાઓની રમઝટ બોલાવતા સાંભળીએ ત્યારે ઉભા ઉભા આખી રાત કયાં ચાલી જાય તેનું ભાન પણ રહે નહિ. સાહિત્ય અને સંગીતની સુમેળ રચનાભર્યાં એનાં ભજનો ગાતા વૈરાગી બાવાઓ; અને ભક્તોના ગળામાંથી ધીમી હલકે આવતા સુરો, તંબુરા કે એકતારાના તારો ઉપર રમતી આંગળીઓ સાથે સુમેળ સાચવી, કલાનો સાક્ષાત્કાર કરાવી જાય એવી સોરઠી મેળાઓની મોજ અનોખી વસ્તુ છે. પણ પોરબંદર

તાબાના મેર પ્રદેશમાં સીડોકરની પૂજા જોવાનો લ્હાવો એ જીવનમાં અમૂલ્ય વસ્તુ છે. રૂપનીતરતી મેરાણીઓ, અંગબળથી કસાયેલાં શરીર અને ગાત્રોથી કાંતિમાન યુવાન મેર, અને તેમનાં દાંપત્યજીવનઃ કલા-નીતરતાં જોવાં હોય તો ત્યાં નરી આંખે દેખાઈ આવે છે, અને ઈશ્વરની કલાનો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી.

લગ્નસરા કે જ્ઞાતિવરા વખતે સ્ત્રીઓના પોષાક અને તેમાં નાજુક આંગળીઓમાંથી નીતરેલી કલા સાથે એનાં ગીત અને ગાણું-ફટાણુંમાં રીતરિવાજ અને મશ્કરી કરવાની કુનેહભરી મીઠાશ નીતરતાં દેખાય છે. મારવાડનાં ફટાણું સાથે ગુજરાત–કાઠીયાવાડનાં ફટાણુંને સુમેળ હોય છે, પણ સોરઠી ફટાણુંમાં મર્મ ને મજાક અનોખી કલા દાખવી જાય છે.

લાજ મલાજો બાજુએ મૂકીએ તો સોરઠીનારીનું કાટુંબીક જીવન સરળ અને સાદું નથી હોતું, પણ એને સૌરભવંતું બનાવી કુટુંબી-જનોનાં દિલ સેવાથી જીતી લઇ એમને વશ કરી લેવાની કલા તો સોરઠીનારીની રગે રગમાં વહેતાં લોહિમાં હમેશ ઓતપ્રોત હોય છે. દીયેર અને ભોજાઈ વચ્ચે સમોવડીયાપણાંને બદલે વડિલોનું માન જાળવવાની મર્યાદા અને નાનેરા પ્રત્યેનાં વાત્સલ્ય સાથે માર્મિક મીઠાશ અને હેતની અમૃતભરી સરવાણીઓમાં આપણને સોરઠીસ્ત્રીની કલાનાં દર્શન મળે છે.

પણ આજની કેળવણી પામેલી સોરઠીકુમારીઓ, એને અભણ સ્ત્રીની જંજાળ માની એ જંજાળમાંથી નીકળવાની વાંચ્છનાઓ સેવતી દેખાય છે, ત્યારે આપણને લાગે છે કે આજની સ્ત્રી આગળ જાય છે કે પાછળ ?

ગૃહ અને કુટુંબ એ સોરઠીસ્ત્રીને મન જગત સર્વસ્વ છે. એની સેવા એ એનું મનોરાજ્ય છે, અને એનાં મૌક્તિક જેવા બાલુડામાં

સ્થીપચી રહેલી ગૃહિણી, કુટુમ્બભાર વહેતી પોતાની સાલસતા ને કાર્યદક્ષતાનો નમુનો બની રહે છે, એ જીવનનો સાચો ખ્યાલ આપણને સોરઠી નારી પૂરો પાડશે.

સોરઠી યુવાન આજે પોતાનું ખેડધન વેડફતો જાય છે. ડુંગરાની ખોપો સામે મીંટ માંડી કે કોસના વરત ઉપર બેસી બળદને ડચકારતો કોસવાળો અને કયારા ફોડી પાણી પાતો પાણતીઓ, દુહાની મોજ માણે છે, અને ખળા ઉપણતો ખેડુત પોતાના પરસેવે નીપજતાં સાચા મોતીની હેડયો ઉપર હેડયો બજારમાં લાવી ખડી કરે છે, ત્યારે એના મનમાં અનેરો આનંદ ઉભરાતો હોય છે. એ જગતના તાતનું પોતાનું બિરદ સાર્થક થયું અનુભવે છે ને ખળા ભરતી વખતે છૂટે હાથે દાન દેતાં એનાં પોરસીલા દરિઆવ દિલની ભભક સોરઠી ભૂમિના નરપુંગવને સાચા સ્વરૂપમાં રજુ કરે છે.

ભર્યા ભાદર્યા કુટુંબની વચ્ચે નવયુવાન દંપતી મર્યાદા જાળવી હજી મળે છે. પણ જુવાન પુત્રને ખેતરે ભાત દેવા જતી તેની પત્ની–ભતવારીના રણકતા કાંબી કડલાંના તાલ સુર કે ઝાંઝરના ઝમકાર સાંભળી સોરઠા બોલે, અને પત્ની આવીને પતિને કુવાના થાળા ઉપર બેસી ખાંને ખવડાવે, એ જીવનની મોજ શહેરમાં રસોડે બેસી જમનારને કોઈ દિવસ આવવાની નથી.

આવું સાચું દંપતીજીવન જીવતાં ને માણતાં સોરઠી દંપતી, કલાવંત સોરઠીકલાને આંગણે રંગોળી પુરે છે, અને ખેડુત જીવન મૂકી શહેરની મીલોને આંગણે લોહીનાં ટીપાં રેડવી જીવન વેડફતો યુવાન પોતાના દાંપત્યજીવન ઉપર ડાંચીયા કરે છે, એમાં સાચી કલાદષ્ટિની જ ખામી છે.

સોરઠી કલાને રંગ દઈ દઈને થંભાવી રાખનાર નીડર એકવચની દેવીપુત્રો અને એ સાહિત્યને સાચવી રાખનાર રાવણહથ્થાવાળા ભાટો

અને ચારણો, સોરઠને ગામડે જ્યારે ભલકારા દેતા, એ ભૂમિના ભોક્તાઓની છાતી ઉપર બાંધેલી કસો ખેંચાઈ તૂટી જાય એવા પૃથ્વીછંદો, કવિતો અને દુહાની રમઝટ બોલાવે ત્યારે કચેરી ને ડાયરો રંગમાં આવી જાય એ નજરે જોઈએ ત્યારે સોરઠીનર અને સોરઠનું સાહિત્ય ઓતપ્રોત બની જતું દેખાય છે.

સોરઠને પાદરે પાળીઆ ને ખાંભીઓ, દહેરીઓ ને સતીઓના પંજા જોઈએ ત્યારે બે માથાનો સોરઠી યોદ્ધો ખોળામાં ખાંપણ લઈને ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કહેવડાવવા મીંઢોળ બંધો, હડી કાઢતો હશે. નવ પરણીત કોડ ભરી કન્યા પોતાની કુકુંમવર્ણી ભાતીગળ ચુંદડી અને પાનેતરમાંથી, તગતગતી આંખો વડે એને ભલકારા દેતી હશે, શત્રુઓને પડકારતા એના સોબતીઓ, ભાલા ને તલવારોની છૂટે હાથે ફેરવણી કરતા હશે, રાંગમાં રમતી ઘુઘરમાળ ખખડાવતી ઘોડીઓ છૂટે પગે કૂદતી હશે અને મોટી મોટી નદીઓના પટ છલંગ મારી ટપી જતી હશે, એ ભવ્ય કલ્પનાઓ આપણને સોરઠના એ ભૂતકાળમાં ઉંડા ઉતારી મૂકીને ઝણઝણાટી ઉપજાવે છે. ત્યારે આજનો સોરઠ એ ભૂતકાળના સોરઠનું ખંડીએર લાગે છે. પણ એ લુપ્ત થતી જતી કલા એ ખંડીએરને ખાંભીઓના મૂળમાંથી અંકુરો રૂપે આપણને પ્રેરણા આપ્યા કરે છે. એ ભવ્ય ચિત્રોને ભીંત કે કેનવાસ ઉપર ઉતારી લેવાની કલાકારોની ફરજ અનિવાર્ય છે.

હવે આપણે આપણાં લોકવ્રતો જોઈએ. આપણી શિષ્ટ સંસ્કૃતિની સાથેસાથ શાસ્ત્રો કે પુરાણોથી નિરાળા હોવા છતાંયે એ આપણામાં રૂઢ થઇ ગયા છે. નાની બાળા સમજણી થાય છે ત્યારથી એનું મન વ્રતોમાં રમવા લાગે છે. ગોર્યોના તહેવારોમાં જુવારા વાવી ગોર્યોનું પૂજન કરવા જતી નાનકડી બાળિકા જાણે સહિઅરો સાથે બહેનપણીને મળવા જતી હોય એટલી ઉછરંગ ભરી દેખાય છે. ભાઈ બીજાઈના

ઢુંબા ખાતી કુમારીબાળા વિરપસલીનાં વ્રતો કરતી વખતે ભાઈ ભોજાઈનું ક્ષેમ ઈચ્છતી હોય છે. નાગપાંચમના વ્રત કરી શુભ વાંચ્છે છે ને કારતક મહિને તુલસી પૂજા કરીને વનસ્પતિ બહેન સાથે હળેમળે છે. પોષી પુંનમને દિવસે સ્વાશ્રયી બની હાથે રાંધીને ખાય છે ત્યારે તો આપણી બાળ કન્યાનાં વ્રતો એના જીવનમાં ઓતપ્રોત થતાં દેખાય છે.

એવી જ રીતે યુવતીઓ અને નવોઢા સ્ત્રીઓના વ્રતો પણ સમાજ, ઋતુ અને દેશકાળ પ્રમાણે એને સંસાર વહેવાર અને વાત્સલ્યની ભાવનાઓ જગાવે છે, ત્યારે એ વ્રતોની પાછળ રહેલું ગુપ્તતત્વ એના અંગેઅંગમાં દેખાઈ આવે છે. પરોપકારવૃત્તિ, જીવન વિશુદ્ધિ, અને આનંદ કિલ્લોલની તિતિક્ષા એ આપણાં વ્રતોનો મહિમા છે.

આજે એ વ્રતો ચાલુ છે પણ એની પાછળની મહત્તા ભૂલાય છે. ભાઈ શ્રી. રાયચુરાભાઈ અને મેઘાણીભાઇએ આપણી દટાઈ જતી સંસ્કૃતિને સજીવન રાખવા જે પ્રયત્નો કર્યા છે તેને આગળ ધપાવવા જરૂરી છે. નહિ તો કાટ ખાઈ જતું લોઢું ધૂળ બની જાય છે, એમ આપણું આ રહ્યું સહ્યું વ્રતધન ઘસાતું ભૂંસાતું કાળના પડદા નીચે દટાઇને નાશ પામશે.

રજપુત ઝનાનામાં મારવાડી કન્યાઓ આવી તે સાથે કલાનીતરતી રંગ બેરંગી ભાતીગળ ચુંદડીઓ પ્રવેશી અને બાંધણીની કલાનો વિકાસ થયો. બાવન બાગનું ઘરચોળું એ બાંધણીની કલાનો ખ્યાલ આપી શકે છે. આજે તો બાંધણીની કલા છીન્નભિન્ન થઇ ગઈ છે, છતાં પાટણનાં પટોળાં પેઠે મૃતપાય થયેલી રંગાટી કલા આજે સોરઠના કોઇ કોઈ ગામડાંમાં ડોકીયાં કરે છે.

પાષાણયુગના અવશેષ જેવા સોરઠના ભાલાંને બરછીઓ પાષાણકાય સોરઠી શુરવીરોના શૌર્યને સાથ આપી ભાટ ચારણો ને બારો-

ટની યશગાથાઓદ્વારા અમર બન્યાં છે. એવી રીતે કલાભર્યા ફૂમતાને ઘુઘરમાળે શોભતી સોરઠી ઘોડી પણ કલાભરી ગણાતી' એનો ખ્યાલ આજના મોટરના જમાનામાં આવવો મુસ્કેલ છે.

સોરઠી નરનો રૂવાબ અને ગારવની શાખ પુરતો પહેરવેશ–અમી-બંડીને શરવાળ, અને આંટીયાઆળી પાઘડી ને ભેટ બાંધવાની છટા એના શેલાને રેટામાં ઉભરાતી ભાત, એની બેઠક અને પલોંઠી, એના દાઢીના થોભીયા અને મૂછોના કાતરા, એના ઓજસ અને પ્રતિભાની શાખ આજે જૂનવાણી વૃદ્ધોમાં મેગરવાનાં ઝાકળબિંદુ જેવાં જળવાઈ રહ્યાં છે. એ કયારે અદ્રસ્ય થઈ જશે તે કહેવાય નહિ. પણ એને અખંડ સાચવી રાખનાર. કાઠીયાવાડી રાજવીઓનાં રાજકોટનાં કૉનટ-હોલ કે રાજ કચેરીઓમાં કયાંક કયાંક નજરે પડતાં તૈલી ચિત્રો આજે પણ સોરઠની ભવ્ય કલાનાં દર્શન કરાવે છે.

પણ એ દર્શન પરદેશી માનસ લઈને આવેલા વિદેશી કલાકારો દ્વારા અંકિત થયાં છે. એને મૂળભૂત સ્વરૂપમાં ઉતારવા માટે કોઈ સોરઠી કલાકારની પીંછી હાથ લે તો હજુ વધુ ઓપ આવે.

સોરઠની સુંદરીઓ ને નરસિંહો કલાના પ્રતિક સમાં હતાં એ રીતે એમનું શિલ્પ અને સ્થાપત્ય પણ કલાભર્યું હતું. સોરઠી સોમ-નાથનું મંદિર દેવોએ સોનાનું બંધાવ્યું, એના નાશ પછી કાષ્ટનું બંધાયું અને છેવટે રાજપુત યુગમાં એ પાષાણનું થયું. કાળના અનેક ઘા ઝીલતું, નાશ પામતું ને નવું થતું, એ મંદિર કલાની સમૃદ્ધિ પોતાના દેહમાં ભરીને કલાભંડાર સરખું ઓપતું હતું. દુસ્મ-નોના હાથે ભાંગ્યું–તૂટ્યું–નાશ પામેલું એ મંદિર આજે એના છિન્નભિન્ન થયેલા અંગ જેવા પત્થરો ઉપર અંકિત થયેલ શિલ્પની ઝાંખી કરાવવા જેટલું ય જીવતું નથી.

દેવનગરી જેવા શત્રુંજય ઉપરનાં જૈનમંદિરો, ગિરનાર ઉપરનાં દેવાલયો, દ્વારિકાનું દેવમંદિર અને જામનગરનો કોઠો-લાખાટો અને જામ વિભાજીનો રાજમહેલ, ખાપરા કોડીઆનાં જૂનાગઢનાં ભોંયરામાં સોરઠી સલાટોના હાથે અંકિત થયેલ શિલ્પ અને સ્થાપત્ય આજે પણ અજાયબી પમાડે એવું કલાભર્યું મોજુદ છે, ને તે કાળના રાજવીઓના કલાપ્રેમની શાખ પૂરે છે.

વાવ, કુવા ને ગોખની કોતરણી અને ગઢ, કોઠા ને ચાડીકાઓની બાંધણી સોરઠી કલાના નમુના રૂપ આજે આખા સોરઠમાં જ્યાં ત્યાં વેરાયેલાં સંભાળ વગરનાં જીર્ણ બની રહ્યાં છે. ભાવનગરના દરબાર-ગઢની કલાભરી કમાનો ને તોરણો સોરઠી સલાટોની છીણીમાંથી ઉપજેલાં છે, તે આજે પણ યાત્રીઓને આકર્ષી રહ્યાં છે.

લાકડા ઉપરની કોતરણી અને લાખવડે તેમાં પૂરાયેલ રંગની મીલાવટ ભાંગતા શહેરોનાં ખંડીએર બનતા મકાનોમાં સડી રહ્યાં છે, એને લાવીને નવા થતાં મકાનોમાં સાચવી લેવાની કલ્પના પણ આજના ધનિકોને આવતી નથી, અને તેને બદલે પરદેશી મોડેલો ઉપર થતા નકશાઓ દ્વારા બંધાતા બંગલાઓ જૂની સંસ્કૃતિ અને કલાનો ધ્વંશ કરતા નજરે પડે છે. પણ એ કાળના ઉપાસક વિશ્વકર્માના વંશજોને ફરી પ્રોત્સાહન આપવાનું આજના સોર-ઠવાસીઓ ધારે તો એ કલા ઓલવાતા અંગારા ઉપરથી રાખ ઉડી જતાં પૂર્ણરુપમાં દેખાય એમ ફરીથી ખીલી ઉઠે.

ભીંતો ઉપર રંગીન ચિત્રો દોરવાની કલાનાં દર્શન અજંતાની ગુફાઓ જોવા જનારને મુગ્ધ કરે છે; ને દૂર દૂરથી આવતા પરદેશી-ઓને મ્હોંમાં આંગળાં નખાવે છે. એ કલાની પ્રેરણા પામીને પોતાની સોરઠ ભૂમિને પણ અંકિત કરવાનું સોરઠી કલાકારો ભૂલ્યા નથી.

જામનગરનાં જૈન મંદિરોની ભીંતો કે શીહોરનાં દરબારગઢની ભીંતો પ
દોરેલ વીર આતાજીનાં યુદ્ધ ચિત્રો અને દામનગર પાસેના પાડરશીંગ
નામના ગામડાના શિવાલયના ઘુમટમાં એ કલાનાં દર્શન આજે પ
થાય છે.

જૈનોના ભંડારોમાં કેટલાય કાળની સચવાઇ રહેલ તાડપત્રીએ
ઉપર દેશી માટીમાંથી વનસ્પતિની મેળવણી પામીને કાઢેલી શાહી
રંગો વડે ઉતારેલાં ચિત્રો ઉત્તમ કલાના નમુના જેવાં અંધારે ઓ
સડતાં પડયા છે.

આમ આજે સોરઠની કલા નાશ પામતી જાય છે. પણ તે વખ
તો સોરઠને આંગણે ચિત્રકારોએ સોરઠની કલાને સાચવી રાખવા અને
વિધ પ્રયત્નો કર્યા હશે એમ દેખાય છે. આજના વિદેશી માનસે રંગ
ચેલ ધનવાનોની પાસે આજના જમાનાના કલાકારોએ કલાને સાચ
લેવાની પોતાની ભાવનાઓ રજુ કરી હશે, પણ અનાદર કે પોષણ
અભાવે મૃતપ્રાય બની હોય તો ના નહિ. આજ તો પરદેશી ચિતાર
ઓએ લાખો રૂપીયા લઇ દોરેલા ચિત્રો જ કલાના નમુના ગણા
રાજમહેલોને શોભાવે છે. પણ આપણી પ્રાચીન કલાને સજીવન કરવા
ઘોષણા કરતાં રવિશંકર રાવળ અને ઉગતા કલાકારો, સોરઠી કલા
જતન માટે ચિંતન અને મનન કરે છે, એમને આ કાર્યમાં રો
લેવાની ભાવના કે પ્રેરણા કોઇનેએ આવશે તો સોરઠની સંસ્કૃ
વિલાઇને નાશ પામતાં પુનર્જીવન પામી એમની પ્રજાની કલાભૂખ સંતોષશે

ગુજરાત–કાઠીયાવાડની કલાનું સમગ્ર દૃષ્ટિએ અવલોકન કરત
એની ઉદારદીલી મહેમાની વખણાય છે. એ રીતે એણે બીજાં પ્રાંતોન
ધર્મોની કે સમાજની કલાને પોતાને આંગણે આવકારીને પોતાની કલા
સંસ્કૃતિનો ધ્વંશ થવા દીધો છે. વૈષ્ણવોદ્વારા સંગીત, જૈનોદ્વારા શિલ
મુસલમાનો દ્વારા સ્થાપત્ય અને રાજપુતો પાસેથી ચિત્રકલા પામેલ

પ્રદેશમાં પરદેશી સંસ્કૃતિની સેળભેળ હિંદના બીજા પ્રાંતો કરતાં વધારે અપનાવતો હોય એમ દેખાઈ આવે છે. અને એનું વિષ તેની રગોમાં પ્રસરતું જાય છે. અફીણી માણસ પેઠે એ પોતાની જાતને એ વિષના કબજામાં સોંપતું જાય છે. ગુજરાત-કાઠીયાવાડ પોતાના કલામય દેહને મૃતપ્રાય બનાવી દફનાવે તે પહેલાં પરદેશી મોહના પડળ તેની આંખોથી ઉતરતા કોઇ રણભેરીના સૂર એની જનતાને કાને પહોંચાડવા પ્રયત્ન કરે એ અભિલાષા અસ્થાને નહિ ગણાય.

છેવટે ગુજરાતની સરહદનું સંરક્ષણ કરવા માટે આ વાર્તાલાપ યોજાયો છે. મેં ગુજરાત કાઠિયાવાડનું કલાભર્યું તેમજ સામાજીક રીત-રિવાજનું ખૂબીઓ ભર્યું આછું અધુરૂં ચિત્ર દોર્યું છે. ગુજરાતી સાહિત્યકારોની આંખે, આ ચિત્રો, આ સાહિત્ય, આ સામગ્રી, એમની કલાને ઝેબ આપવા પૂરતી નથી શું? જરા જરામાં આપણો લેખક પણ ચિત્રકાર ને, નૃત્યકારની માફક બંગાળ તરફ નજર દોડાવે છે. ઠીક! આજે ગુજરાતી સાહિત્યમાં શરદ્‌બાબુ ને બંકિમબાબુનો થોકડો ખડકાતો જાય છે, એ તરજુમીઆ સાહિત્યથીજ સંતોષ લેવાનો છે? વારૂ, આપણા સામાજીક રીતરિવાજોમાંથી રોમાંચક કથા, સુખની દુઃખની આપણો લેખક કેમ નહિં લખતો હોય? વારૂ, નૃત્યમાં બંગા, ળની અસર, ચિત્રમાં બંગાળની નકલ અને સાહિત્યમાં પણ નકલ, તો વ્હેલી તકે ગુજરાત બંગાળ થઈ જાય, યાતો ગુજરાત પોતાપણું બહાર લાવી, પરપ્રાંતને પોતાનો સંદેશ આપે. આને લઈને ગુજરાત પહેલી તકે પોતાની સરહદ સંભાળી લે, એ હાકલ પાડવાનો સમય આવી ગયો છે. *

* તા. ૨૫-૧૦-૩૯ને રોજ ઑલ ઇન્ડીઆ રેડીઓમાં અપાયલી વાતચીત.

# પત્રકથા

[ લેખક શ્રી. રમેશ ]

[ ર...ને જયંત સહાધ્યાયી હતા, દીલોજાન દોસ્ત હતા. સમાજવાદી મહાસભાની પુરાણ પ્રીયતા [orthodoxy] ઉપર જે ઝનૂનથી પ્રહાર કરે તેજ ઝનૂનથી ર...ને જયંત પ્રેમને જાતીય જીવનની ચર્ચા ચલાવતા. અકસ્માત કુ. ઇંદીરા તેમને ભેટી ર...નું સર્વસ્વ બની બેઠી. જયંતની મીત્ર થઇને અટકી ર...નીઉપર તો પ્રેમે આબાદ વેર લીધું.

કુ. ઇંદીરા ન હોય તો આ પત્રોએ ન હોય.

મૌલીકતા મૂળાક્ષરનો પ્રથમ આયોજક આપણને કાગળ ઉપર કલમથી બારાખડી ઘુંટતો જોઈ કેટલા મૌલીક માનતો હશે? સાહીત્ય સર્જનના ૫૦૦૦ વર્ષના ઇતિહાસમાં મૌલીક વિચારો હવે કેટલા શેષ હશે?... તો પછી શાક્ષીનાં પીંજરામાં ઉભતું કે ન્યાયસને બીરાજવુ બંને બીન જરૂરી છે. ]

૧

વ્હાલાં,

આત્મા આત્માના નૈસર્ગિક આકર્ષણમાં દીનતા શા માટે કલ્પી લેવી? વિશાળ આકાશ નીચે વૃક્ષો ને વનરાજીથી સભર પૃથ્વી પથરાએલી નથી પડી?–ને હૈયાંનું વિશ્રામસ્થાન એ કયાં આપણી હકુમતનો પ્રશ્ન છે. કલાપીને મળ્યું છતાં યે સારી જીંદગી આંસુ સારીને વીતાવી. મહારાજા દુષ્યન્ત શિકાર કરવા નીકળ્યા ત્યારે એને ખ્યાલ પણ નહિ હોય કે આજે રસમૂર્તિનાં દર્શન થશે? શકુન્તલાને કલ્પના પણ

નહિ હોય કે આજે રસરાજ મળશે ને છતાં એ બન્ને મળ્યાં... ને સ્નેહ ભૂખ્યાંની યે જગતમાં ખોટ નથી...જેને સારા જીવનની શોધ પછી પણ વિરામઘાટ નથી લાધતો. તો જીવનના ભવ્ય ને સુંદર અકસ્માતને શા માટે ન વધાવી લેવો?

હું ઇચ્છું છુ કે તમે મારાં સર્વસ્વ થાવ. મારે તમારાં હૈયાંનો થોડોક ભાગ નથી જોઇતો. મારે તો આખું હૈયું રોકી બેસવું છે. તમે પૂછશો 'મારે જીંદગીભરની ગુલામી જોઇએ છે?' ના, ના, હું તો એવી સ્થિતિ કલ્પુ છું જ્યાં ગુલામી, હક્ક, વ્યક્તિસ્વાતંત્ર્ય-જીવનને પાણી પતનું યુદ્ધક્ષેત્ર બનાવતા પ્રશ્નો ન હોય. આપણે પરસ્પર ગુલામ હોઇએ છતાં યે સ્વતંત્ર હોઇએ. હું તો એવી સ્થિતિ કલ્પું છું જ્યાં હું ને તમે એક ને અવિભક્ત હોઈએ. તમને મારી કલ્પના હસવા જેવી લાગે છે નહિ? કહેશો કે મારી કલ્પના સૃષ્ટીમાં કયા અંકોડા ખુટતા લાગે છે?

હું ઇચ્છું કે મારી ઈચ્છા તમારી ઈચ્છા હોય, મારી દ્રષ્ટી તમારી દ્રષ્ટી હોય, આપણાં હૈયાં એક જ લાગણી અનુભવે-એક જ સાથે ધબકે, આપણે પરસ્પર આત્માના ઓવારે અમૃતપાન કરીએ, મહાલયની મીઠી મોજ માણતાં કે ભિક્ષાની યાચના કરતાં એક જ હોઈએ. વિષમ સંકટો કે વૈભવની છોળો આપણને જુદાં ન પાડી શકે.

ના-પણ આ તો તમને તત્વજ્ઞાન લાગે છે. તો જેને તમે જીવનની ધન્ય પળો માનો છો તેનું પૃથક્કરણ કરૂં તો આંખો મીંચશો નહિ.

સહચારનું ઘેન જામતું હતું. હું તમારી પાસે-વધારે પાસે સરકયો. જગત, કાળ, પરિસ્થિતિ બધાંયે આથમતાં લાગ્યાં. મેં તમારા ગાલ ઉપર એક ચુંબન લીધું...આત્માની આંધી, ઘેન, મુંઝવણ અસહ્ય બન્યાં. ચુંબનની ઝડીઓ વરસી...એ પળો આજે યે હું નથી ભૂલી શકયો. પણ એ પળ આજે નથી. વર્તમાન ભૂતમાં ભળી ગયો. આજે તો સ્મરણોની મીઠાશ માણવાની રહી.

આજે-હા ! આજે-એ સુખદ પળોથી હું કેટલો દૂર છું? વર્ષો વહી ગયાં ને હજી આપણે જુદાં જ છીએ.......પોતપોતાનાં વર્તુલોમાં રાચતાં.

તમે માનો છો કે આવા સુખદ અનુભવોની શોધમાં રખડતાં જ રહેવું? જીવનમાં અકસ્માત જ આનંદદાયી હોય છે. તમે ગુજરાતી ચિત્રપટ જોવા જાવ કે કોઇ નવલકથા વાંચવી શરૂ કરો ને પહેલાં જ દ્રશ્યો કે પ્રકરણ પછી આખી વાર્તા કલ્પી લો—તેની જેમ અનુભવો શોધવા જતાં-નવીનતા, રસ Romance સરી પડે છે-ને બાકી રહે છે જાહેર મેલાવડાના કાર્યક્રમની શુષ્ક નિયમિતતા. શરાબની પહેલી લહેજ્જત માણનાર આનંદ લાગણી, સુખ બધું યે અનુભવશે, પણ એ જ નિત્યનો કાર્યક્રમ બની રહેતાં શરાબ પીએ છે એ પણ ભૂલી જવા લાગણી ને આત્માને કચડી નાખવા પ્રયત્ન કરશે એટલે જ હું તો અકસ્માતને ચિરંજીવ બનાવવા વધારે પ્રેરાઉં છું ને એમાં તમારી સંમતિ હશે એમ માની લઉં છું.

લી : ર.

૨

ર..........

તારો સુંદર પત્ર મળ્યો.

ઘડીભર દીલ થાય છે કે તારૂં આમંત્રણ સ્વીકારી લઉં. પણ ના...ના જીવન ભરનું ચિંતન ને માન્યતાઓ એમ લાગણીના પુરમાં તણાવા દેવા યોગ્ય નથી લાગતાં. તેં મારા નાનામાં નાના લાડ પૂર્યા છે. મારી ત્રુટીઓથી તું ક્યાં અજાણ છે? પણ જે હિંમત તું મિત્ર તરીકે વખાણે છે, જે મને સ્નેહી તરીકે પોષે છે ને જે તોફાનને પ્રેમી તરીકે સહી લે છે-તેજ પત્ની તરીકે નિભાવી લેશે?

મેં તારી મિત્રતા ક્યાં નથી વધાવી ?

પણ મિત્ર પતિ બનતાં સ્વામિત્વનું ભાન અનુભવે છે. તેનામાં સત્તાનો શોખ જાગે છે. ને પછી તો અવિરામ ઘર્ષણ. પ્રણય કથાઓ, પૂષ્પોની સુવાસ, કોકીલાના ગાન એ ચંદ્રીકાના અમૃતથી ભરપુર હોય છે, પણ વાસ્તવિક જીવન અસંતોષની આગથી ભડભડ બળતું હોય છે. મીત્રો તરીકે સ્ત્રી પુરુષ સ્વભાવની એક જ બાજુના પરિચયમાં આવે છે. બીજી બાજુ વણ ઓળખાયેલી પડી હોય છે. ને અનુભવે એનો પરિચય અણગમતો લાગે છે.

મેં તો લગ્નજીવન જોયા છે. કવિની કલ્પનામાં નહિ પણ સમાજશાસ્ત્રીના મેજ ઉપર–નક્કર આંકડાને પરીણામોમાં. ને શાંતાને કહ્યું હતું તે ફરી આજે કહું છું ‘લયલા ને મજનુ એકલવાયાં છે–પરસ્પરને કાજે સ્વાર્પણ કરતાં દેખાય છે– પુસ્તકોના સુંવાળા પાના ઉપર કે કવિની ભભકભરી બાનીમાં–ત્યાં સુધી જ આકર્ષક લાગે છે. બાકી એ ત્રણ બાળકોની જોખમદારી ને નિર્વાહના સાધન વિના લયલા ને મજનું એવાં ને એટલાં જ પ્રેમાળ હોત તેની નોંધ તો હજી લખાવીબાકી છે.

મને લાગે છે હું પણ હવે સમાજવાદી બનતી જાઉં છું. કોંગ્રેસ કહે છે કે તે ૯૫ ટકા હિંદી જનતાનું પ્રતિનિધીત્વ ધરાવે છે એનો રદીઓ આપવાનું આપણે મૌલાના, ડૉ. આંબેડકર કે સર સાહેબો પર છોડીશું–બાકી આપણા સાહિત્યકારો જે લગ્નજીવનનો ચિતાર રજુ કરે છે તે કદાચ હિંદી જનતાના નાનામાં નાના વર્ગનું પણ પ્રતિબિંબ હોય કે કેમ એ એક પ્રશ્ન છે.

લગ્ન ને બાળકો આજની પરીસ્થિતિમાં શારીરિક કે માનસિક જરૂરીયાત કરતાં વૈભવનું રૂપ વધારે લે છે–ને આપણા જેવા શ્રમજીવીઓના જીવનમાં એવા વૈભવનું સ્થાન ક્યાં ?

વળી આપણે દરેક વસ્તુને તેના ખરા રૂપમાં જોવા ટેવાયેલાં નથી હોતાં. ને જો જોતા હોઈએ તો એ રૂપમાં તેને ઓળખવા કે ઓળખાવવા ખુશી નથી. કોઇને માનપત્ર અપાતું સાંભળ્યું છે. "સર્વગુણ સંપન્ન, પ્રમાણિક, સેવાભાવી, ઉદાર"—અરે શબ્દકોષનું કોઈ પણ સુવાચ્ય વિશેષણ રહી જતું નહિ હોય (માનપત્રો ફુરસદે વાંચવા જેવાં હોય છે.) પણ માનપત્ર વાંચનારનું માનસ જો વાંચી શકાતું હોય તો એનાથી વિરૂદ્ધ જ પડઘાઓ ઉઠશે. 'કેમ પૈસાદાર થયા તે મને ખબર છે.–બદમાસ.' "ફંડ ઉઘરાવવા ગયા ત્યારે પૈસો પણ ભર્યો નથી—કંજુસ," આવા તો કાંઇ કાંઇ દંભ આપણે આદરીયે છીએ ને દર પેઢી વારસમાં મૂકી જઈએ છીએ. દરેક પરિસ્થિતિમાં તેનો વિરોધાભાસ સાચો લાગે છે—આપણાં જોવાને તો.

તમે એ પ્રખ્યાત ચિત્રકારનાં સરસ્વતી, લક્ષ્મી, સીતા જોયાં છે? એની પ્રેરણા મૂર્તિઓ કોણ હતી? વારાંગનાઓ. અડધો હિંદુ સમાજ એ ચીત્રોથી દીવાનખાનાની દીવાલને શણગારે છે. એને પૂષ્પો ચડાવે છે.–ભક્તિ ભાવથી પૂજે છે. એ ધૂપસળી ને ગુલાબની સુવાસ–એ પ્રાર્થના ને પૂજ્યભાવ કોને પહોંચતા હશે?

પ્રેમ પણ આવી અગમ્ય વસ્તુ છે. "અને નથી" ની માથાફોડ આપણે વૈરાગ્ય શતક લખવાની સ્થિતિએ પહોંચીશું ત્યારે કરીશું. આજે તો "છે" તેનો જ ઉપયોગ કરી લઇએ–જવાબદારી ને જોખમદારી વિના–મૈત્રી એટલા માટે જ મને વધારે ગમે છે. એમાં ઓછામાં ઓછી જવાબદારી છે.

વાદળછાયું ક્ષિતિજ દરિયાના જલ પગથાર સાથે ભળી ગયું છે. મેઘની અવીરત ધારાએ માર્ગો નીર્જન બનાવ્યા છે. એકલપંથી મુસાફર જેવી એકાદ છત્રી દેખાઇ ત્વરિત અદ્રષ્ય થાય છે. બારીની ફીનાર

સાથે ફેરાંઓ અથડાઇ ઓરડામા ઝીણી ઝીણી ઝરમર પાથરે છે—ચુંબનની મીઠાશ જેવી—

ચાલો, ખૂબ જ મોડું થયું છે.— લી.

તમારી..........

૩

વ્હાલી, ઈંદીરા,

એક વાર્તા છે. બે બ્હેનો મધ્યાન્હે નદીએ પાણી જાય છે. પાછા ફરતાં ગાઢ વડનું જુથ આવે છે. નાની બ્હેનનું હ્રદય ધડકી રહે છે, તેનાં હ્રદય સાથે તાલ દેતું હ્રદય, તેના દર્શનાતુર નયનદ્વય વડલા પાછળ ખડાં છે. તેનાં ડગલાં અસ્થિર પડે છે. ધીમાં થાય છે ને પછી ઘસડાય છે—નયનોને પાછળ પરોવતાં.

ટપાલી આવ્યો ને તમારા હસ્તાક્ષરે એવો જ થડકાર જગાવ્યો. બીજા મીત્રોથી ચોરાવતાં પત્ર ખીસામાં સરકાવી દીધો પણ હ્રદય તો વણઉઘેડયાં પરબીડિયાની આરપાર અક્ષરો ઉકેલતું હતું.

તમારી નસોમાં સભા–જીતતી પંડિતાનું કે Suffragist [૧] ગાર્ગીનું લોહી વહેતું લાગે છે. પણ એક લાલબત્તી ધ્યાનમાં રાખી લેજો. ચર્ચા કરનાર ચર્ચાથી પર નથી જઈ શકતો. ચર્ચા તેના જીવનનો ભાગ બની જાય છે ને પછી "Art for art's sake" ની જેમ તે ચર્ચા માટે જ જીવે છે. જ્યારે જીવનની ભવ્ય ને સુંદર ઘડીઓ તેની પરવા કર્યા વિના વહી જાય છે. કાર્યકારણની કુટપટ્ટીથી જીવનમાં

૧. ગાર્ગી–પુરાણનું પાત્ર છે. ને કદાચ તે સમયના સ્ત્રીપાત્રોમાં અજોડ સ્થાને હશે. નગ્નમતવાદની (Nudisam) ની હીમાયતી ને અનેક સભા જીતનારી :

દરેક પ્રસંગ નથી મપાતા. ચુંબનની મીઠાશ કે સ્પર્શની વિદ્યુત પુસ્તકના પાનામાં નથી સાંપડતી.

મને ભય રહે છે કે ચર્ચા કરતા શંકરાચાર્ય સમા સંસારને અનુભવ લેવા પરાણે ધકેલાઈ ન જાવ.

તમે Bernard Shawનું "Getting Married" તો વાંચ્યું જ હશે. નહિ વાંચ્યું હોય તો તમારા જેવાએ તો ખાસ વાંચવુ જોઇએ. ચર્ચા માટે અનેક મુદ્દાઓ મળી રહેશે. તમારી કલ્પનામાં પણ ન હોય એવા પણ એ બધા પ્રયોગોને અભિપ્રાયોનો નિકષ જાણો છો ? યુરોપમાં કે આપણે ત્યાં લગ્નની જે પ્રથા પ્રચલીત છે તે શક્ય હોય તેટલી સારી છે–બીજી એનાં કરતાં સારી શોધાય અને રૂઢ થાય ત્યાં સુધી. પણ આ તો લગ્નની જરૂરીઆત લાગે તો જ. ને તેને માટે મને હંમેશાં મુંઝવે છે, ને આજ છે. જે સમદૃષ્ટિ ઉચ્ચ કક્ષાએ પહોંચેલો માણસ પણ નથી કેળવી શકતો તેની આશા, આપણા જેવા અનુભવ વિનાનાં પાસે શી રીતે રાખી શકાય ? જ્યાં ત્યાં અધિકાર વગરનું વાચન પ્રવર્તે છે. બધાંને હનુમાન કુદકો મારવો છે. Sex ને Hygiene ના વિચારો જ્યારે ઉંમરે પહોંચેલા માણસ પણ નથી પચાવી શકતા ત્યારે "ફોર્થ સ્ટેન્ડર્ડ" ભણતા ૧૦–૧૨ વર્ષની વયના વિદ્યાર્થીને "સમાજ સ્વાસ્થય"નું વાચન કઇ અસર ઉપજાવી શકે ? ને પછી સમદૃષ્ટિનો અભાવ જીવનની તુલા એક પળે એક બાજુએ ને બીજી પળે બીજી બાજુએ નમાવે છે. એમાંથી પ્રાપ્ત થાય છે જીવનભરની અનિશ્ચિતતા ને વિચારદારિદ્રય.

પણ આપણે વિષયાંતર કર્યો.

પ્રેમ સ્વયંભૂ છે. શોધ્યો જડતો નથી. દોર્યો દોરવાતો નથી. એ તો જન્મે છે અને પ્રેરાય છે કો અદૃષ્ટ અંગુલી નિર્દેશે. બીચારી મૃણાલ જીતવા આવી હતી, જીતાઈ ગઈ ને દુનીયાના કોઇ અંધાર ખુણામાંથી

મુંજના નામાક્ષર સાથે સંલગ્ન ઇતિહાસને પાને અમર બની રહી. ભીખ માગતાં ભવ્ય બની.

કવિતા કલા, ધર્મ, જગતની સુંદરતમ વસ્તુઓએ પ્રેમની કદમબોસી કરી છે. તો હું અને તમે કોણ માત્ર? યુગે યુગે ભર્તૃહરીએ નીતિશતક લખ્યાં છે તો યક્ષે રામગીરી પરથી મેઘ સંદેશ પાઠવ્યા છે. માનવી માત્રને લાગે છે કે પ્રેમનો ગૂઢાર્થ સ્વયં સમજી શકશે. પ્રકૃત્તિ ને પુરૂષ અનુભવ મેળવવા બહાર પડે છે–ને પછી તો જેવા જેના અનુભવ.

તમે માલીકીની વાત કરી નહિ? માલીકીની ભાવના, મારા, તમારામા કે નિર્દોષ બાળકોમાં એ કયાં નથી હોતી? ગુલાબને ઉદ્યાનમાં હીંચતું તમે નીહાળો. ઉદ્યાનમાં તે સારીયે દુનિયાને આનંદ ને સુવાસ અર્પે છે. પણ તમને–આપણને એ નથી પાલવતું. તમે એને ચુંટો છો ને તમારી વેણી એ સોહાવે છે. તમને અને તમારા પરિચયમાં આવનારને તે આનંદ ને સુવાસ આપે છે. કોઈ ભેદ જડયો? એના પ્રશંસકોનું એના ઉપભોગ લેનારનું વર્તુળ નાનું થયું–તમે કર્યું. બસ એ જ એ માલીકી.

ને માલીકી મીઠી મનગમતી ને કડવી અણગમતીયે હોય. એનો આધાર તો ચુંટનાર ઉપર છે. મારા તમારા જેવાં રસીક ગુલાબ કરમાયે એની પાંદડી પ્રિય પુસ્તકમાં સાચવી રાખે–રસ્તામાં ફેંકાએલું કોઈ અભિમાનીની એડી નીચે એ કચરાય ને કોઈ અજ્ઞાનનું ચાવણું એ બને.

સંતતિનીયમનનો ઉકેલ તો હવે સાવ સરળ બન્યો છે. આજીવીકા માટે મારે કે તમારે હમણાં તો પ્રશ્ન જ નથી. બાકી જન્મ્યા એ પહેલું જોખમ ને કદાચ એને માટે આપણે જવાબદાર ન હોઇએ–તો જીવી એ જોખમ લંબાવીએ છીએ–એ તો તમેયે ના નહિ પાડો.

તમે મૈત્રી ઉપર ભાર મુકો છો. પણ એ સંબંધમાં આપણે સમાજમાં છીએ ત્યાંસુધી બંધનો ને દિવાલો છે ને જ્યારે તમારૂં સાંનિધ્ય પ્રાણતત્ત્વ જેટલું જરૂરી હોય, જ્યારે તમારી હાજરી અંગના અણુએ અણુ પોકારતું હોય ત્યારે પ્રિય એવાં તમે દુર દુર મને પ્રોત્સાહન કે પ્રેરણા ન આપી શકો–પણ એ સ્થિતિ જ અકલ્પ્ય છે. વસ્ત્રના તાણાવાણા સમાં આપણાં અણું–પરમાણું લગભગ વણાઈ રહ્યા છે. ને મારે માટે તમ વિનાનું જીવન મૃત્યુ જ બની રહેશે.

તમે પૂછો એ ભાવભીની ભક્તિને ધૂપસળીના ધૂપ કોને પહોંચે છે? માટીની પ્રતિમા કે રવિવર્મા પ્રીન્ટરીના ચીત્રોમાં પુજ્યભાવ પ્રેરે એવું કશું જ નથી. એ જ માટી કદાચ કોઈ કુંભારનાં ઉપયોગમાં આવી હત ને એ જ કાગળ કોઈ ગાંધીને પડીકાં બાંધવા જરૂરી થઇ પડત. સમજી લો મહત્તા એ વસ્તુમાં નથી. આપણે જ એ વસ્તુઓની આસપાસ મહત્તાને પૂજ્યભાવની ઇંદ્રજાળ સરજીએ છીએ. –કારણ મનુષ્યનો મૂળ સ્વભાવ કશાકમાં શ્રદ્ધા માગી લે છે–પછી તો એના જુજવા પ્રકાર છે. આપણે યે કયાં એનાથી મુક્ત છીએ? Shaw કે નાનાલાલમાં ભાવાનુરોપણ કરીએ છીએ જ ને? ને એ પુજાને પૂજ્યભાવનું અવિરત વહેણુ એ આપણી તમારી શ્રદ્ધાની કસોટી છે.

આમ્રમંજરી આવી ખરી ગઇ.

કોયલો કંઠ સાફ કરી રહી. હવે તો ટહુકાર પણ કવાચત જ સંભળાય છે.

આકાશમાં વાદળાના સમુહ પર સમુહ ખડકાયા છે. તાપ અસહ્ય છે. વરસાદનું ટીપુંયે પડતું નથી. ભૂખ્યા ખેતર,–ભૂખ્યા માનવી ને સ્નેહ તરસ્યાં હૈયાં આકાશ સામે મીટ માંડી બેઠાં છે–તપસ્વીના તપની સ્પર્ધા કરતાં.

મારાં એ જીવન ક્ષિતિજ ઉપર કાળાં જલ ભર્યા વાદળાં ઘેરાયા છે. કોને ખબર તોફાની ઝંઝાવાતના પ્રવાહમાં એ ખેંચાઇ વિખરાઇ જશે કે રસતરસ્યાં હૈયાંને અખંડ જળધારા વરસાવી તરબતર કરશે.

૪

ર.......

તારો પત્ર મળ્યો.

આટલો લાગણીવાદ તો છોકરીમાં હોય. તારી પાસે હુ પ્રેમની પરીકથા નથી માંગતી. જ્વલંત પૌરુષત્વની આશા રાખું છું, જેમાં પડતી હરેક વસ્તુ ભસ્મીભૂત થાય ને અખંડ જ્યોત ઓર તેજથી પ્રકાશી રહે.

વ્યક્તિનો પરસ્પર સ્નેહ પરિચયે થંડો પડે છે—આપણે કોઇ ત્રીજી જ વ્યક્તિ કે સામાન્ય આદર્શને ચાહી રહીએ—તેની પ્રગતિ અર્થે પ્રયત્ન કરી રહીએ તો સ્નેહ અખંડ તો રહેશે જ પણ સાથે નવી તાઝગી જન્મશે. એમાં કદી પશ્ચાતાપની ઘડી નથી આવવાની. કદીયે સ્મરણો પર જીવવાનું નથી રહેવાનું. જીવનપર્યંતની એકે એક પળ અનુભવ બની રહેશે—પછી ભૂતકાળની સુગંધ સંગ્રહવાની જરૂર જ કયાં રહી.

ને હવે તારા પત્ર તરફ વળું છું. તારી બધી કલ્પનાઓનો સરવાળો ક્ષુધાતુરને એક વખત ભોજન પણ ન આપી રહે? તું જરૂર પુછવાનો કે આ સાહિત્યને જોખવાની નવી તુલા કયાંથી શોધી કાઢી?

પણ એક વાત કહી દઉં—સ્પષ્ટ શબ્દોમાં. ચિતાની આગ ભડભડ જળતી હોય, દુખીયાંના રૂદન વાતાવરણને ધ્રુવપ્રદેશની ઠંઠી આપતાં હોય-ત્યારે પ્રણયગાન શા અર્થનાં?

પ્રેમ તૃપ્તિનો ઓડકાર છે. ભરાએલાં ખીસાંની મનમોજ છે. કંગાલનો પ્રેમ કોઇ કવિતામાં વણાએલો દીઠો છે?

કવિતા, કલા ને તારો પ્રેમ મૂળ તત્ત્વો નથી. આભૂષણ છે. સમૃદ્ધ રેલ રેલાતી હોય ત્યારે તાજમહાલ કે અજંટાના ચિત્રો, ાલિદાસનું મેઘદૂત કે મનુસ્મૃતિની જરૂરિયાત છે. પ્રજામાનસ તેનાં ર્શને રાચે, તેના રસમાં તરબતર બને–તેને આપનાવી લે. પણ ાજે ા જન્મ ને જીવન વિગ્રહ થઇ રહ્યાં છે, મહેનત કરનારને મજુરી ાથી મળતી, ત્યારે શ્રમિત, અનિદ્ર માનવીને તાજમહાલનાં કે મજંટાના ચિત્રો કયો સંતોષ આપી શકે? કવિતા ને કલા યું મન રંજન કરી શકે? ને ધર્મ કેવું ને કેટલું આશ્વાસન માપી શકે?

હું જૂની બૌધ ગુફાઓ જોવા ગઇ હતી. ઘણીખરી મૂર્તિઓ ાંડિત હતી. એ ખંડેર મને તો પ્રજા માનસના ઉતરતા જુવાળના તિક રૂપ લાગ્યાં. એ મૂર્તિઓ એ મંત્રો પ્રજાને ન તો પરદેશીના ુલ્મમાંથી કે લુંટમાંથી ઊગારી શકી ન તો પોતાનું રક્ષણ કરી કી. પ્રાર્થના કરતા ભક્તનું મસ્તક પવનની તરવાર ધારે પ્રતિમાના ાદયુગલ ઝીલ્હા લોહીથી ભીંજવી રહ્યું—ને સાથે એ સંસ્કૃતિની બર રચાઇ,

ચાતુર્વર્ણનો આરંભ હતો ત્યારે બ્રાહ્મણ સંસ્કૃતિ ને જ્ઞાનના પાલક, ાષક ને મોક્ષનું દ્વાર ચીંધનારા લેખાતા. આજે જ્યારે દરેક માણસ ાંચાર કરતો થઇ ગયો છે ત્યારે એમનું સ્થાન કયાં છે? બામણિયા ાની હોટલોમાં કે ભિક્ષુકોના ટોળામાં?

આજે તો નવો યુગ આવ્યો છે. રામનું એક પત્નીવ્રત (જો કે ાદર્શ ઉત્તમ છે.) સનાતનીના સ્વપ્નામાં એ નહિ હોય. યુધિષ્ઠિરનો ાાય ને સત્યાગ્રહ શંકરાચાર્યમાં દેખાવો મુશ્કેલ ત્યારે એને માથે લઇ ન્નાર સમાજનું કે પ્રજાનું કયું ઘડતર કરે છે? સનાતન ધર્મ થી–કોઇ વસ્તુ સનાતન નથી. દરેક વસ્તુની ઉપયોગિતા આથમ્યે,

વિશ્વક્રમમાં તેનું કામ પુરૂં થયે, ખાકમાં ભળી જાય છે–પણ આપણે તો આજે એ ખાકને વળગી રહ્યા છીએ.

પ્રજાજીવનને ઘડનારી દરેક વસ્તુ સ્થાન ભ્રષ્ટ થઇ છે. તેને સ્થાને ખોટા સિક્કા ચલણમાં આવ્યા છે.

સમાજને તેની તે જ સ્થિતિમાં જાળવી રાખવાને નિયમોનો સમૂહ ઘડાયો. તેને ધર્મનું પદ અપાયું. તેના શિસ્ત પાલન માટે પાપ ને પુણ્યની કલ્પનાની જરૂરીઆત જણાઈ.

સ્ત્રી ને પુરુષનાં સ્વર્ગીય આકર્ષણ ખુંચવા લાગ્યાં તેને પ્રેમનું સુંવાળું નામ અપાયું. તેના કાવ્યો ગવાયાં–પ્રણય અસ્તિત્વમાં આવ્યો.

વીરપૂજા અધૂરી લાગી એટલે મૂર્તિઓ ઘડાઇ. મૂર્તિઓ દેવ બની. મુખ્ય વસ્તુઓ ભુલાઈ ગઇ–તેનું સ્થાન ગૌણ વસ્તુઓએ લીધું.

આપણી સર્જેલી એ વસ્તુઓ, માનવ કુળનાં શ્રેય માટે સર્જાએલી એ જમાના જતાં રૂઢ થઈ–ને આપણી ઉપર આધિપત્ય ભોગવે છે.

આપણું સાહિત્ય પણ એક ને એક જ વર્તુલમાં ઘૂમ્યા કરે છે. પ્રેમની એ પરીકથા બચ્ચાં જેવી પરાધીન મનોદશા સરજે છે. આપણે આપણા ઉદ્ધાર માટે પરી ને દેવદૂતની રાહ જોઇએ છીએ.

આપણી આસપાસ ઉષ્માગૃહનું વાતવરણ ઘૂમે છે. સાહિત્ય ને આપણાં પ્રજાજીવનને સ્વતંત્ર હવાની જરૂર છે, કદાચ સ્વતંત્ર વાતાવરણમાં આપણું સાહિત્ય વધુ જીવંત વધુ સમૃદ્ધ થશે.

જીવનનું દરેક ક્ષેત્ર સેવા માગે છે. તારો સંપૂર્ણ સહકાર ને સહચાર આ સેવા માટે હું માગી લઉં છું. આપણે નયનોના વ્યોમમાં નથી વિહરવું. જીવનની કરૂણ, વણપ્રીછેલી અવસ્થાનાં માપ લેવાં છે. સ્પર્શની વિદ્યુત નથી અનુભવવી. આપણા ભાઈઓએ જ સરજેલાં દુઃખને યાતનાનાં પ્રહાર હળવા કરવા છે. પ્રેમ માટે પછી પુરસદ મળી રહેશે.

હું સમુદ્ર તટે ફરવા ગઈ હતી. રેતીના કણો ચંદ્રના કિરણો ઝીલી ચમકતા હતા—પ્રેમના પારસમણી-સ્પર્શ્યાં મનુજહૈયાં દિવ્ય પ્રકાશે પુનિત બની ચમકી રહે એમ. ઘુઘવતાં મોજાં એક બીજાને પકડવા ધસતા હતાં. પણ કિનારાને સ્પર્શી તેમની મસ્તી, સ્ફૂર્તિ વેરાઈ પથરાઇ જતી હતી. થોડા ફીણની યાદ મૂકીને-યૌવનની વસંતમાં ગારવભર્યા પગલે જીવનની અગાધ અણજાણ મુસાફરી આદરીએ ને જીવતાં તે લાકડીને ટેકે ચાલતાં થાકેલાં મૃત્યુની રાહ જોઇ રહીએ તેમ. રેતીમાં હું લેટી હતી.

તાડનાં પાંદડાં વાયુ લહેરે હાલતાં હતાં. દૂર આછેરો એક સઢ તરતો હતો. શું એકલતા જગત પર પથરાઈ રહી હતી.

પવન જોરથી ફુંકાવા લાગ્યો. થોડીક ક્ષણોમાં તો જાદુગરની લાકડી ફરી જાય ને મહેલાત સરજાય એમ વાદળાંના ગંજ ખડકાયા. તાડવૃક્ષોએ વિલાપ આરંભ્યો. અમૃતફોરાં વરસવાં લાગ્યાં. ઓવરકોટનું બકલ સખ્ત કરી હું પડી રહી. વરસાદનાં ટીપાં જોરથી પડવાં લાગ્યાં.

પંદરેક પળ વીતી. વાદળાંઓ આકાશની કોઇ ગહન ગુફામાં સંતાઈ ગયાં. તારાઓ ચમકવા લાગ્યા. ચંદ્ર પણ ઓર તેજથી રજત રેલાવી રહ્યો.

શરદના માવઠાને આષાઢની હેલી તો નથી માની લેતોને ?

લી.

તમારી ઈં.

૫

વ્હાલી ઈંદીરા,

તારો પત્ર મળ્યો એ કહેવાની જરૂર ખરી ! તારા જીગરમાં જલતા વૈશ્વાનરની મને ઝાંખી થઈ. ને એ દર્શને મારા જીગરમાં સુષુપ્ત

એવું કંઈક જાગ્યું. તારી એકલતા, તારી પ્રદીપ્ત આંખો મારા અને તારા પરીચયમાં આવનાર બીજાંઓને હંમેશાં કોયડા રૂપ હતી. આજે તેનો ઉકેલ લાધ્યો.

હું સમજું છું કે હીંદુ સમાજનો, ધર્મનો આત્મા સડી ગયો છે-(હીંદીરાષ્ટ્ર તો નાના સાહેબ સાથે હીમાલયમાં ભટકતું થયું એટલે એનો નીર્દેશ નથી કરતો.)-એ ભવ્ય મહોલાતના આરસ ને સ્તંભો વેરવીખેર પડ્યા છે. તે સુંદર ટુકડાઓને સાચવી તેનું પ્રદર્શન કરી આપણે મનરંજન કરીએ છીએ. પણ એ ભંગાર સાફ કરતાં વિરોધના આંદોલનોનું હળાહળ પી જનાર કોઈ શીવ જન્મયો નથી...ને તમે નથી જોતાં કે **सम्भवामी युगे युगे**નું રટન કરતાં કરતાં આપણી કેટલીએ પેઢીઓ મરી ખુટી. જે શક્તી, જે ક્રાન્તિ આપણમાંથી જ જન્મવાની છે તેની રાહ જોતી.

હીમાલય ઓળંગનાર આર્યોનું લોહી મરી ખુટ્યું છે. આપણી રગે રગે ગુલામી પ્રસરી રહી છે. શરણાંગતને આશ્રય આપનારાં આપણે આપણી સ્વતંત્રા, આપણી મર્દાનગી આપણાં વ્યક્તીત્વને સાટે સહીસલામતી ખરીદી દહાડાં ખુટાડીએ છીએ.

પણ જરા થોભીએ. ધ્યેય પાછળ મરનારની દ્રષ્ટી એકમાર્ગી થઇ જાય છે. દરેક વસ્તુને તે નક્કી કરેલે અંશે (angle) જુએ છે. સ્વકલ્પીત ધોરણના ચોગઠામાં તેને બેસાડવા પ્રયત્ન કરે છે. એટલે રાષ્ટ્રજીવન કે સામાજીક જીવનમાં વ્યક્તીનું સ્થાન ગમે તેટલું ઉંચું હોય છતાં એ એનો અભિપ્રાય ચર્ચાસ્પદ છે. એનું નીરીક્ષણ ખામીભર્યું છે.

આ ગંભીર વાતોએ મારૂં તો માથું ચઢી આવ્યું. સૂક્ષ્મદર્શક કાચ હેઠળ પાણી જોનારને પાણી વિનાં ચલાવવું પડશે.

આપણે ચીત્ર પોથી જોતાં હતાં. ત્યારે તમે "જીવન" ખુબ જ વખાણ્યું હતું. આંની પ્રશંસા એટલે માલીકી માટેની વાંચ્છના પણ

ખરી. તમને વધારે તલસતાં રાખવા હું નથી માગતો. આ સાથે તમને તે પાઠવ્યું છે...સાંદર્યના સાન્નીધ્યમાં તે વધારે જીવંત, ઔર સુંદર બની રહેશે. પણ રખે એનો હીસાબ ચુકાવવાં દોડી જતાં. ઉપહાર તો આપનારના હૃદય–ઉંડાણમાંથી જાગે ને લેનારને પરી તૃપ્ત કરે. બાકી લેવડદેવડના હીસાબ તો આપણાં કરતાં શ્રેષ્ટ માનવીઓ માટે રહેવા દઇએ. આપણે હીસાબ ટપકાવવા નથી, છેદ ઉડાવવા નથી, મળ્યું મેળવ્યું એમાં જ સંતોષ.

જળભરી વાદળીને સૂર્યકીરણ ચુમે ને એ સૂર્યકીરણે કેટકેટલું અંતર કાપ્યું ત્યારે ચુંબનની મીઠાશ હાથ આવી, એનો તમને ખ્યાલ ખરો કે? પણ આજ તો એ અંતરને સાધતું, સાત સાત રંગોથી ભર્યું ભર્યું સ્નેહ ધનૂષ્ય ઉભું છે. તમને કયો રંગ ગમ્યો? મેં તો પસંદ કર્યો છે આકાશનો આસ્માની–એની પ્રશ્વાતભૂમિ ઉપર અનેક રંગ પથરાય ને સમેટાય. છતાંએ એ તો નિર્ભેળ અગાધ એનો એજ રહે.

લી.

તમારો ર.......

૬

**સ્નેહી જયંત**

આપણે એકજ નાવમાં જીવન સફર કરી છે. મારા આંતર જીવનના ખુણે ખુણાથી તું જ્ઞાત છે. કલાકોના કલાકો આપણે, 'સ્ત્રી ને પુરૂષ' 'જાતીય આકર્ષણ ને પ્રેમ' ચર્ચવામાં વીતાવ્યા છે. પણ એ સૃજન જુનો પ્રશ્ન હજીએ આપણી ઠેકડી કરતો ઉભો છે.

પુસ્તકો કરતા કોરોનરની કોર્ટ માટે મારૂં આકર્ષણ વધારે છે– એ તને કહેવાની જરૂર ખરી? આપણે કલ્પના નથી કરવી પડતી. સાચાં નક્કર બનાવો ને સત્યો સાંપડે છે. વિચાર કાર્યને પરીણામની સળંગ અટપટી ગુંથાએલી શુંખલા અવલોકવાની જડે છે.

મને લાગે છે કે આજે મારા જીવનમાં એ પરિસ્થિતિ ઉભી થઇ છે જ્યારે હું મારાં અંતર અવાજને વધારે સમય અવહેલી નથી શકતો જે પળ માટે હું ઝંખી રહ્યો હતો તે આવી ચુકી છે ને આજે તેને જતી કરવી પાલવે એમ નથી.

હું નવો પ્રયોગ કરવા જાઉં છું. જેની સફળતા મારી શક્તિનું માપ બની રહેશે ને નીષ્ફળતા મારી જાત તરફની ફરજ બજાવવાનો આત્મસંતોષ આપી રહેશે.

તારી સહાનુભૂતિ ને પ્રેમ હું નથી ભૂલી શકતો–ભૂલીશ પણ નાહ પણ જીવનમાં પ્રેમ કરતાં અધીકું ઘણું છું.

મારી પાછળની વ્યવસ્થા તું કરી લેજે. હું તને પત્ર તો લખતો જ રહીશ.

લી.

તારો ર.......

૭

બીરાદાર જયંત.

આપણી ટેવો કેટલી પ્રબળ હોય છે તેનું ભાન આજેજ મને થયું.. ખાદીની કફની બદલતાં ને બગલથેલી ખભે ભેરવતાં. પણ એને અપનાવતાં મને લાગતું હોય કે હું જનતા પર ઉપકાર કરૂં છું તો એનું કશું જ મૂલ્ય નથી. તો મારી આ સેવા–ભાવના હળવી થયે મારી બીનજવાબદારી જરૂર તરી આવવાની....ને પાછી એ અસંતોષની પરંપરા.

હું જરાએ બદલાયો નથી. મારો દ્રષ્ટીકોણ બદલાયો છે. ગાડીમાં સારી ભરતી હતી. ને દરેક સ્ટેશને નવા ઉતારૂઓ આવ્યા જતા હતા. પ્રથમ તો મહેરવાનજી ને

સૌભાગ્યચંદ વચ્ચે જરા શબ્દપ્રહારોની આગ ઉછળી આ બીજા ઉતારૂઓ આ દ્રશ્ય પ્રેક્ષકની કુતુહલતાથી જોઈ રહ્યા. લડવૈયાઓને લાગ્યું કે આ મૂર્ખાઇનું પ્રદર્શન ક્યાં સુધી ચાલુ રાખવું? પરસ્પરને પૂરી ન સમજાય એવી ભાષામાં થોડી ઘણી ગાળો આપ્યા કરતાં તેઓ વધારે શું કરી શકે આખરે વસાઇના કોલકરાર ઉપર સહી થઇ ગઇ ને સૌભાગ્યચંદે નીદ્રાદેવીને પોતાની જાત સમર્પી.

આ સૌભાગ્યચંદ, આ મહેરવાનજી, ખુણામાં ટુંટીઉ વળીને બેઠેલો ઉસ્માન વેલ્સની "યુટોપીઆ" વાંચતો કોલેજીઅન બચ્ચાંને પયપાન કરાવતી અણુઘડ વાણીઅણ....આ બધાનો મેળ કેમ ને કયાં મળશે? રાષ્ટ્રજીવનમાં એવું કયું તત્ત્વ દાખલ થશે કે આ બધા ભેદભાવ ભુલાઇ જશે. કયાં તો આ બધા "યુટોપીઆ" વાંચતા થવા જોઇએ. નહિતર "યુટોપીઆ" વાંચનારને તેમનાં છે તેવાં અંતર ઓળખવાં નીચે ઉતરવું પડશે. વીશાળ ભારતવર્ષના અપરીમીત ભેદભાવ, અજ્ઞાન, સૈકાજુની માન્યતાઓ, દ્રારીદ્રય ધ્યેયની ઉણપ પુરવા અમે બહાર પડયા છીએ. જાગૃત પ્રજા માનસને કયુ ધ્યેય આપવું?

સ્વતંત્ર !—ઉંહ અરે કોલેજની જ વાત કરને. સેક્રેટરીને તે પણ (માનદ્) માટે કેવું દોરી સંચાલન? ને મારા તારા જેવા તટસ્થ પણ આખરે આવી ક્ષુદ્ર લડતમાંથી મુક્ત ન હતા રહી શક્યા. ત્યારે આ તો અધિકાર—એક બીજાને નીરંકુશ મારવાનો.

હીંદુસ્તાનને શાની જરૂર છે એ તો છાપાં વાંચતાં તને અનેક વ્યાખ્યાઓ હાથ લાગશે. કદાચ કોઈ દ્રાક્ષાસવ બનાવનાર તેના માલની શ્રેષ્ટતા ઉપર પણ ભાર મૂકે તો નવાઇ નહિ. ત્યાં હું વળી એક નવી વ્યાખ્યા ક્યાં રમતી મૂકું. વ્યાખ્યા આપનાર પોતાને વ્યાખ્યાથી પર માની વ્યાખ્યા આપે છે. એટલે એની વ્યાખ્યામા વ્યાસપીઠની જાદુગીરીથી વધારે કશું જ નથી હોતું.

પણ આ બધાં મારી પીછેહઠના ચીહ્ન તો નથી ને? ઈરાનીની ચાહને "ડીરેક્ક"ને છોડતાં વ્યસની દીલની વરાળ તો નથીને? મારી જાતને મહાન કલ્પતો હું—મારે પણ કસોટીથી ભયભીત ન થવું જોઇએ.

સ્ટેશને ઉતર્યો. ધૂળના આચ્છાદનથી. રંગ પારખવાને મુશ્કેલ પડે એવી મોટરો ઉભી હતી.

"કેમ, મા'તર આશ્રમમાં જવાનો ઓહે" મીસ્ટરનું મા'તર હું સાંભળી રહ્યો. "હા, ભાઇ, જવું છે તો આશ્રમમાંજ."

"એહીજા ત્યારે."

બસમાં વીસ જણા તો ભર્યા હતા. મારી બેઠક માટે મેં આમતેમ જોયું. અંદરથી એક ખાદીધારી બોલ્યા. "બેસી જાવને અહીઆં તો આવુંજ મળે," મારૂં દીલ કચવાતું હતું. ડ્રાઇવરનો મદદનીશ હજી બીજા ઉતારુઓને ઝડપવા જીભ ચલાવતો હતો. ખાદીધારીને ઉદ્દેશી મેં પૂછ્યું "પોલીસ પણ આ લોકોને કાંઇ પૂછતી નથી." "પોલીસ, જુઓને આ ઉભી છે. તમારે કહી જોવું હોય તો." બધાંએ અગવડ સામે બડબડાટ શરૂ કર્યો પણ કોઇએ ચાલી જવાની હીંમત ન બતાવી. મહા-સભાવાદી તરીકે પોલીસને Complain ન કરી શકું પણ હું ચાલી શકતો તો હતો જ. બસમાંથી હું નીચે ઉતર્યો. મારી પાછળ ખાદીધારી પણ ઉતર્યા. હાંકનાર અમને નીહાળી રહ્યો. આવા પ્રજાકીય જુલમનો તો આજ ખરો જવાબ હોઇ શકે.

અમે બન્નેએ આશ્રમ તરફ પગ માંડયા. ખાસ્સા છ માઇલ ધૂળનાં વાદળાઓ ઉડાડતી મોટર આગળ દોડી ગઇ.—પણ અગવડને સાટે ગામની ભૂગોળ, આશ્રમની ઉત્પત્તિ, કાર્યકર્તાઓને પોલીસની કનડગત એ બધાની પૂરી માહીતી મળી.

ઈંદીરા મારે માટે પૂછતાં હતાં નહિ? એને કહી દેજે–હું થોડાક દીવસમાં જરૂર પત્ર લખીશ. એટલું તો કરીશને?

લી.

તારો ર......

૮

વ્હાલી ઈંદીરા

હું પત્ર નથી લખતો એ સાથે તમારો કચવાટ મારા સુધી પહોંચ્યો છે. પણ જાઇને તરત પત્ર લખત તો એમાં તમને લાગણી વશતા (Theathicuals) લાગત એટલે મોકુફ રાખ્યું ને આજે અક્ષર પાડવા બેઠો છું ત્યારે લખવાને એટલી વસ્તુઓ પડી છે કે કયાંથી આરંભ કરવો એજ મુંઝવણ છે.

રોજ તારીખનાં પાનીયા ફાડું છું ને મુંબઇ છોડયાનાં દીવસો વધે છે પણ મારા આ નિવાસ માટે મારે તમારો જ ઉપકાર માન- વાનો રહ્યો તે ભૂલી જાઉં તે પહેલા માની લઉં છું.

હું તો જંગલમાં ધકેલાયો છું. વાંસ, મહુડાં ને સાગની બીચ ઝાડીઓ અમારી આસપાસ નીરંકુશ વીસ્તરે છે. કોતરમાંથી ઉંડી વહેતી નદી પહાડને મેદાનની અનેકવીધ ગોઠડી ધીમે સાદે કહે છે. કીનારા પર કરાડો ઉભી છે. કાળમીંઢ ને વર્ષા ગઇ એટલે કોઇ ખાડામાં નીતરૂં પાણી ભરાઇ રહ્યું છે. નદીનું વહેણ ધીમું એટલે પટ દેખાય ને રાતના તારાઓ સ્નાન કરવા ઉતરે છે. મધ્યાન્હે ઢોરો ચરતાં હોય ને કરાડની છાયામાં પાવાના સુર છેડાતા હોય. વનરાજી ને ઉંચું ઉંચું ઘાસ સંતાકકુકડી રમતાં હોય તો ચાહે ત્યાં સુધી છુપાઇ શકો.

...આપનો ખ્યાલ તો હશે કે આ સૃષ્ટીસૌંદર્યમાં વસનારાં કેટલાંએ સુખી હશે! તેમની ગરીબીનો ખ્યાલ તમને કદી નહિ આવે.

જંગલના બાળકોને સફેદ કપડામાં સજજ માણસ—શહેરમાં તો રસ્તે જતાં નજર પણ ન આકર્ષે—તીણા અવાજથી ધ્રુજાવી શકે છે. એક પૈસો—ત્રણ પાઈની મજુરીમાં સારો દીવસ મજુરી કરાવી શકે ને મજુરીએ ન જાય તો છુટથી હાડકાં ખોખરાં કરી શકે. એ સફેદ કપડાં વાળાં માનવીને જોતાં બાળકો ઝુપડામાં રડતાં રડતાં ભાગી જાય, સ્ત્રીઓ થથરતી પગે પડે ને પુરૂષ નશામાં ન હોય તો સલામ કરી હુકમ માથે ચઢાવવા પગભર રહે. ...એની ઓળખાણ તમારે જરૂરી છે?...ગામના પીઠાનો માલીક.

એક વખત ધરતીનાં ધણી, આજે કાળી મજુરી કરે છે, પણ વ્યસન નથી છોડી શકતાં એ ભૂલાઈ ગયેલી માનવતામાંથી અમારે સીપાહી સરજવો છે.

તમારી લાગણી ઉશ્કેરવા નથી લખતો, પણ એ ગરીબી હિંદુસ્તાનમાં જ સંભવી શકે. અહીંઆ ગોળને કોપરૂં એ મીઠાઇ છે, કારણ અઢાર માઈલ દૂર નાના સ્ટેશનેથી તે લાવવાં પડે છે. આ પકવાન સંઘરનાર વેપારીને અહીંઆની વસ્તીની કમાણીનો પણ ખ્યાલ કરવો રહ્યો. જંગલની અંદર વસનાર તો કપડાં વગર ચલાવી લે છે. કારણ પેટની જરૂરીયાત માટે ખીસકોલી સસલાંનો શીકાર કરવાનો હોય તો વસ્ત્રોના વૈભવ માટે પૈસા કયાંથી કાઢવા? પાંચશેર પાણીમાં અડધોશેર ચોખા ઉકાળે ને તે દરેક જણ ૧૨ કે ૧ સુમારે પીવે...આ તેમનો દિવસભરનો ખોરાક.

ધણી જમીન તો પારસીની માલીકીની થઈ ગઈ છે...બાકી રહી તે વાણીયાની ધર્મ માણસને મારી નાંખવાનું કહે છે. કીડી મંકોડા જીવાડવાનું તમે શહેરીઓ ફાળામાં પૈસા ભરી તમારી જાતને કૃતકૃત્ય માનો છો. પણ એ પૈસા આ લોકોનું કોઇ હીત સાધી શકે એમ નથી. એમને તો પહેલા જીવનની મૂળભૂત જરૂરીયાતો પૂરતાં સ્વાવલંબી બનાવવાની

જરૂર છે. ને તેથી જ કપડાં પહેરાવવા માટે કાંતણુ ને વણાટ શીખવવાની પહેલી જરૂરીયાત ને પછી દારૂ છોડાવી ખોરાક પુરતા પૈસા બચાવવા શીખવવાની. એ જ દીશામાં અમારૂં કાર્ય અમે કર્યે જઇએ છીએ. સાથે થોડીક પ્રાથમીક દવાઓ રાખી છે.

હું જંગલમાં થોડે દુર ફરવા ગયો હતો. ત્યાં એક જર્જરીત કબરની ઉપર કાળું ક્રોસ ઉભું હતું. તપાસને અંતે માહીતી મળી કે વર્ષો પહેલાં એક મીશનરી અહીંઆ આવ્યો હતો. બ્રીટીશ સલ્તનતના પાયામાં આવું લોહી પચ્યું છે. આપણે તો સંસ્થાને નથી. એટલે ધર્મ પ્રચાર કે મત પ્રચારનો પ્રયત્ન કયાં રહ્યો જેટલા છે એટલા હીંદુઓને હીંદુ રાખી શકીએ તો એ ઘણું કર્યું કહેવાશે.

આપણે પ્રજા તરીકે જીવ્યા જ નથી. આપણે વિચાર્યું હોય, ઘડતર ઘડયું હોય તો ગુજરાતી, જૈન, વાણિયા, વૈષ્ણવ, શૈવ, મહારાષ્ટ્રીય કે બંગાળી તરીકે એટલે એમાં પ્રજાજીવનની ને રાષ્ટ્ર ભાવનાની ઉણપ ચોકખી તરી આવે છે.

જંગલો કાપતાં, ઝુંપડા બાંધતા, અનાર્યોને મારી હઠાવતા આર્યોના દીવા સ્વપ્ન જોઉં છું. ને આપણી વર્તમાન નીરાધરી શોચતો બળું છું. આપણે જીવનમાં સંતોષ અજબ કેળવ્યો છે. ભારત વર્ષ એટલે સમુદ્ર. સર્વ ધર્મોનો સમન્વય એમાં સધાવવાનો. પળે પળે શા માટે કોઈ પોકારતું નથી કે સર્વ ધર્મનો સમન્વય એટલે વર્ણશંકરતા, વ્યક્તિત્વનો પ્રજાતત્ત્વનો વિનાશ. ગ્રીકો આવ્યા, શક ને હુણના ટોળે ટોળાં ઉતર્યા. ચંગીઝખાનના વંશજોએ રાજ્યની લગામ હાથમાં લીધી. ને આપણે તે બધાંથી દૂર જઇ नमः शिवाय ઉચ્ચાર્યું કે મંદિરમાં જઈ ઘંટનાદ કર્યો....

હવે તમે થોડા મહિનામાં આવવાનાં છો એટલે વધારે રૂબરૂમાં.

તમને યાદ નથી કરતો. યાદ તો ભૂલાઈ ગયેલી વસ્તુને કરવાની હોય. તમે તો મારા હૃદય મંદીરીએ ચોવીસ કલાક જાગૃત બેઠાં છો.

લી.

તમારો ર......

**શ્રીમતી ઈંદીરા,**

ભાઈના દુખદ અવસાનના સમાચાર મારે ટપકાવવા પડે છે એ ઓછું દુઃખ નથી. ત્રણ મહીના પહેલાં તો અમારી વચ્ચે આવી તેણે અમારાં દીલ જીતી લીધાં. એમણે કાર્ય પણ સંસ્કૃતીથી દૂર જંગલમાં ઉપાડી લીધું. મારો ને જુગતરામભાઈનો અનુભવ કહે છે કે એમણે જે ત્રણ મહીનામાં કર્યું તે બીજા કોઈના હાથે ત્રણ વર્ષમાં થતે કે નહિ એ પ્રશ્ન છે?

પણ આપણી પ્રીય વસ્તુઓ વીધાતાને નથી રૂચતી.

એમની જીતનું એક જ ઉદાહરણ બસ થશે. એમની સ્મશાયાત્રામાં પીઠાના માલીકની હાજરી પણ હતી.

તમારો અંગત પરીચય નથી. પણ તમે એમના કામમાં ખુબ રસ લેતા હતાં. તમે એમનું જીવનકાર્ય ન ઉપાડી લો?



# હિંદુઓ અને પૂર્વ આફ્રિકા

[ લેખક શ્રી. પ્રભાશંકર ત્રિવેદી ]

**પ્રતિહારીની** કોઇ આખીએ સેના અપાર્થિવ સંગીત સાંભળીને મુગ્ધ થઈ જાય અને અવારનવાર એ સંગીતના સૂર તેમને ડોલાવે તેમ પૂર્વ આફ્રિકાને કિનારે આવેલાં નાળિએરીનાં ઊંચાં ઊંચાં વૃક્ષો જાણે હિંદી મહાસાગરના અદ્ભુત અને અણુશમ્યા સંગીતથી મુગ્ધ બની અવારનવાર ડોલતાં જણાય છે.

પૂર્વ આફ્રિકાના સાગરકાંઠાના શણગાર રૂપ કલ્પતરુઓ સમાં આ વૃક્ષો શું પૂર્વ આફ્રિકાનાં વતની છે? સૃષ્ટિના આરંભકાળમાં આપણી પૃથ્વીનો બળતો ગોળો ઠંડો પડયો અને ઠરી ગએલા ભૂપૃષ્ઠ પર તેનાં તત્ત્વોને અનુરૂપ જે વિવિધ વનસ્પતિ પૂર્વ આફ્રિકાની ભૂમિ પર ઊગી નીકળી તેમાં શું નાળિયેરી પણ હતી?

સૃષ્ટિવિજ્ઞાનનો ઈતિહાસ સાક્ષી પૂરે છે કે આ નાળિયેરીનાં વૃક્ષો પૂર્વ આફ્રિકાનાં વતની નથી. ત્યારે એ પૂર્વ આફ્રિકામાં આવ્યાં ક્યાંથી? જેનાં વિશાળ જંગલો બની ગયાં છે તે નાળિયેરીઓ ત્યાં વાવી કોણે? એ યુરોપીયન ઇતિહાસકારોએ સાબીત કરેલી વાત છે કે હિંદુઓએ નાળિયેરીનાં ઝાડો પૂર્વ આફ્રિકામાં રોપ્યાં.

પણ એ ક્યારે રોપ્યાં? હિંદુઓ પૂર્વ આફ્રિકામાં પહેલવહેલા ક્યારે આવ્યા એ વાતનો કોઈ ઐતિહાસિક પુરાવો છે કે નહિ તે જાણ-

વાની ઇચ્છા ઇતિહાસના કોઈ પણ જિજ્ઞાસુને થયા વગર ભાગ્યે જ રહેશે. *પેરિપ્લસમાંની કેટલીક નોંધ એવા ઐતિહાસિક પૂરાવાને જન્મ આપી શકે તેમ છે. અને પેરિપ્લસ તે આજથી વીસ વીસ સદીઓ પહેલાંના પુરાણા કાળ ઉપર પ્રકાશ ફેંકનારો અદ્વિતીય આધારભૂત ગ્રંથ છે. મહાત્મા ઇસુના મૃત્યુ પછી સાઠ વર્ષે ગ્રીક ભાષામાં આ ગ્રંથ લખાયો. ગ્રંથકર્તાનું નામ તો જાણી શકાતું નથી; પરંતુ હિંદી મહાસાગર પર ફૂંકાતા ઇશાન અને નૈઋત્યના વર્ષાના પવનોની મુદ્દતનું હિંદુ, અરબ અને ફિનિશિયન વહાણવટીઓનાં ભેજાંમાં રહેલું ગુપ્ત જ્ઞાન આજથી બે હજાર વર્ષ પહેલાં જ્યારે યુરોપીય વહાણવટીઓના જાણવામાં આવ્યું ત્યારે ગ્રીક અને લૅટિન ભાષાઓમાં આ વિશાળ સાગર અને તેને કાંઠે આવેલાં ધીકતાં બંદરો સંબંધી હકીકતનાં જે પુસ્તકો લખાએલાં તેમાંનું અત્યંત રસિક અને સૌથી અગત્યનું પુસ્તક તે પેરિપ્લસ છે. રાતા સમુદ્રની ઇરાનના અખાતની, અરબી સમુદ્રની અને ગૂજરાત તથા પૂર્વ અફ્રિકાના સાગરકાંઠાની એમાં વાતો છે.

એમાં લખ્યું છે. " ......આ જગ્યાઓની (પૂર્વ આફ્રિકાના કિનારા પર આવેલાં બંદરોની) બજારોમાંથી ગેંડાના શીંગડાં, કચકડાં અને થોડા કોપરેલની નિકાસ થાય છે."

એટલે ઉપર્યુક્ત ત્રણ ચીજોમાંની છેલ્લી ચીજના ઉલ્લેખથી ખાત્રી થાય છે કે આજથી ઓછામાં ઓછાં બે હજાર વર્ષ પહેલાં પૂર્વ આફ્રિકાની ભૂમિ પર નાળિએરીઓ ઊગતી હતી.

પરંતુ હિંદી મહાસાગરનાં મોજાંઓ ઉપર થઇને હિંદુઓ પોતાનાં સફરી વહાણો બે હજાર વર્ષથીએ જૂના કાળમાં હંકારતા. ભારત

---

* ગ્રીક શબ્દ. શબ્દાર્થ : માર્ગ દર્શિકા. Periplus of the Erythraen sea : હિંદી મહાસાગરની માર્ગ દર્શિકા.

જ્યારે પરદેશીઓના હાથમાં ન હતું એટલે કે જ્યારે ભારતમાં હિંદુ સમ્રાટોનું ધર્મ રાજ્ય પ્રવર્તતું હતું ત્યારે ભારતીય સંસ્કૃતિનો જુવાળ વધારેમાં વધારે ઊછળતો હતો. સંસારને શાશ્વત કાળ પર્યંત અત્યંત પ્રેરક થઇ પડે તેવાં સાથી ઊંડા શ્રેષ્ઠ અને અદ્વિતીય તત્ત્વજ્ઞાનનો જન્મ ભારતીય વિદ્વાનોનાં ભેજાંમાંથી ત્યારે થયો હતો. અપૂર્વ મહાકાવ્યો ત્યારે લખાયાં હતાં.

આપણાં પુરાણોમાં પ્રવાસના ઉલ્લેખો ઠેકાણે ઠેકાણે કરવામાં આવ્યા છે. એ ઉલ્લેખોને પરીકથાઓ સમાન માની લેવી એ આર્યાવર્તના સાંસ્કૃતિક ઇતિહાસના પરમ ભવ્ય સત્યમાં અવિશ્વાસ દર્શાવવા જેવું છે. યુગોના યુગો બદલાઇ ગયા અને મહાન હિંદુ સંસ્કૃતિને વિનાશક થઇ પડે એવા અનેક વિપરીત સંયોગો ઉદ્ભવવા છતાં આટલું વિપુલ સાહિત્ય સાચવી રાખીને પૃથ્વીના પડ પર પેદા થએલી કઇ અન્ય પ્રજાએ આટલો ભવ્ય વારસો દુનિયાને દીધો છે?

જાગતિક સંસ્કૃતિના ઉચ્ચતમ શિખરે ચઢીને એ હિંદુ મહાપ્રજા ધરતી ધણધણાવતી હતી ત્યારે વિજ્ઞાન તેને અજાણ્યું શાસ્ત્ર હશે એમ, બ્રિટિશ સંસ્કૃતિની કક્ષાના ખ્યાલથી ભારતીય સંસ્કૃતિની તુલના કરનારા પાશ્ચિમાત્ય ઇતિહાસકારોના કથન સંધાતે સંમત થઇ જઇ માની લેવાની શા માટે ધૃષ્ટતા કરવી જોઇએ?

ઋગ્વેદના

> अग्नि: पूर्वेभिऋषि भिरिड्यो नूतनैरुत ।
> स देवा अह वक्षति !! मं. १ अ. १ सू. १ मंत्र २ !!

એ મંત્રનું "પૂર્વે થઇ ગએલા અને નવા યુગના ઋષિઓથી અન્વેષણને યોગ્ય એવો ભૌતિક અગ્નિ અથવા વિદ્યુત (અમને) અહીં દિવ્ય ભોગો પ્રાપ્ત કરાવો" એવું ભાષાન્તર ક્યા ભાષાશાસ્ત્રીથી નકારી શકાશે?

પ્રાચીન રાજધાની લંકાના ગઢને કાંગરે જે દીવા પ્રકટાવવામાં આવતા હતા તે દીવા કોડિયાંમાં ઘી કે તેલ પૂરીને કરવામાં આવતા એવી કલ્પના કરવા કરતાં વિદ્યુત, વરુણ, માતરિશ્વા અને વૈશ્વાનરને તાબે કરનાર તેમજ નવ ગ્રહોને ખગોળશાસ્ત્રના પૂર્ણ જ્ઞાનથી નિકટમાં રાખનાર રાવણના રાજ્યમાં એ દીવાઓ વીજળીના જ હશે એવી કલ્પના શું પાયાદાર નથી લાગતી ?

'અગસ્ત્યના વાયદા' એ યુગજૂની પ્રચલિત ઉક્તિ ધર્મ પ્રસારાર્થે ઋષિ અગસ્ત્યે પૂર્વના દેશોનો લાંબો પ્રવાસ કરેલો એ ઘટનાની યાદી આપે છે. તેમણે મહાન હિંદુ ધર્મની સંસ્કૃતિનાં બીજો રોપીને જે ભવ્ય કાર્ય કરેલું છે તેની પ્રતીતિ આજેય દૂર પૂર્વના પ્રદેશોમાં પ્રવાસ કરનારને જ્યાં ને ત્યાં થાય છે. રામાયણના પ્રસંગોને જાવા સુમાત્રા અને બાલીના લોકોએ માત્ર નૃત્યમાં જ નથી જાળવી રાખ્યા, પરંતુ × બોરોબુદુર જેવાં મંદિરોમાં પત્થર પર ઊતારીને અમર કર્યા છે.

લંકામાં ઉત્તર હિંદુસ્તાનમાં થોડા કલાકોમાં જતાં વિમાનો જે સમયે ભારતમાં હતાં તે સમયે સાગર પાર કરનારાં જહાજો હિંદુ પ્રજા પાસે નહિ હોય એવી સંકુચિત દૃષ્ટિ કોણ રાખશે ?

અને માત્ર પૂર્વમાંજ નહિ, પરંતુ પશ્ચિમમાં પણ સાગરયાત્રા કરીને હિંદુઓ પૂર્વ આફ્રિકામાં ઈસ્વીસન પૂર્વે બેથી ત્રણ હજાર વર્ષો પહેલાં આવી ગએલ એમ અર્ધ પ્રાચીન હિંદુ પુરાણકારોએ નહિ પરંતુ અર્વાચીન યુરોપીય ઇતિહાસકારોએ સિદ્ધ કર્યું છે.* એટલું જ નહિ પરંતુ

---

× જુઓ : A History of the East Coast of Afrieq by l. w. Hollings worth

* જાવામાં આવેલું આઠમી સદીમાં બંધાયેલું હિંદુ અને બૌદ્ધ સ્થાપત્યના પ્રતીક સમું અગિયાર અગિયાર સદીના ટાઢ, તડકા, વરસાદ ને ધરતીકંપે સહન કર્યા છતાં જેની ભવ્યતા અખંડ રહી છે તે મંદિર.

જે પ્રજાઓની પૂર્વ આફ્રિકાની કાળી પ્રજા બનેલી છે તે પ્રજાઓ સાથે વેપાર કરવાને કોઈ પ્રજાઓ ત્યાંની ભૂમિ ઉપર પહેલ વહેલો વસવાટ કર્યો હોય તો તે હિંદુ પ્રજાએ કર્યો છે એ વાત પણ એ ઇતિહાસકારોએ સાબીત કરેલી છે.

હિંદુઓ માત્ર વ્યાપારની સફરો માટે જ પૂર્વ આફ્રિકામાં નહિ આવેલા. પરંતુ એ જૂના કાળમાં પણ અહીં તેમણે સંસ્થાનો સ્થાપેલાં અને કેટલાક તો ખંડની અંદરના ભાગમાં નિબિડ અરણ્યો અને ગગન-ચુંબી પહાડોની ઊંડી ઊંડી ખીણોમાં થઇને જતા માર્ગે આગળ વધીને ઠેઠ સરોવરોના પ્રદેશ સુધી પહોંચેલા. સરોવરોના પ્રદેશને તેમણે 'ચંદ્રનો પ્રદેશ' નામ આપેલું. અને તે પ્રદેશના મૂળ વતનીઓ હજુ પણ 'વાન્યામ્વેઝી' (Wanyamwezi : ચંદ્રના લોકો) નામથી ઓળખાય છે.

હિંદુસ્તાનમાં હાથી પવિત્ર પ્રાણી ગણાતું હોઇને તેનો શિકાર કરવામાં આવતો નહિ. માત્ર ગાંડા થઈ ગએલા અને રંજાડ કરતા હાથીઓને મારી નાખવામાં આવતા. આ કારણથી જોઇએ તેટલો હાથીદાંત હિંદમાં મળી શકતો નહિ. અને હિંદુ નારીના સૌભાગ્યના પ્રતીક સરીખી 'હસ્તીદંતની ચૂડી' કે કંકણ માટે, શેત્રંજ-નાં મહોરાં માટે અને ચોપાટનાં સોગઠાં માટે તેમ જ અન્ય પ્રકારના ઉપયોગને માટે પડતી હાથીદાંતની જરૂરીઆતને પહોંચી વળવા પશ્ચિમ હિંદના હિંદુ વ્યાપારીઓ હાથીદાંત ખરીદવા હિંદી મહાસાગર ઓળંગી પૂર્વ આફ્રિકાને કિનારે પોતાના સફરી વહાણોનાં લંગર નાખતા.

બે હજાર વર્ષ પૂર્વેની વાતો રજૂ કરતા ઐતિહાસિક ગ્રંથ પેરિપ્લસમાં લખ્યું છે, કે "—આ સમુદ્રમાં (હિંદી મહાસાગરમાં) *આર્યક અને બારીગઝનાં વહાણો નિયમિત રીતે આવજા કરે છે;

*આર્યક : હાલના કચ્છ અને કાઠિયાવાડ.

બારીગઝ : હાલનું ભરૂચ; 'ભૃગુકચ્છ'નું અપભ્રષ્ટ રૂપ.

ભરનાં : ખંડની અંદરના ભાગનાં.

અને એ વહાણો અહીંની (પૂર્વ આફ્રિકાની) બજારોમાં ઘઉં, ચોખા, શુદ્ધ કરેલું માખણ (ઘી), તલનું તેલ, સૂતરાઉ કાપડ, કટિમેખલાઓ, શેરડીનું મધ તથા ગોળ લાવે છે. કેટલાક વ્યાપારીઓ તેમનો માલ ભરનાં શહેરોની બજારોમાં વેચે છે અને કેટલાક કિનારા પરનાં બંદરોની બજારોમાંથી માલની અદલાબદલી કરે છે.''

આમ પેરિપ્લસના આ પૂરાવાથી કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતની સાથે પૂર્વ આફ્રિકાનો પ્રાચીન વ્યાપારી સંબંધ પૂરવાર થાય છે. પરંતુ હિંદનો પૂર્વ આફ્રિકા જોડે આટલો બધો પુરાણો સંબધ હોવા છતાં આપણી પ્રાચીન સંસ્કૃતિનાં પ્રતીકો આજે અહીં કેમ મળી આવતા નથી? શું *ઝીમ્બાબ્વેના ખંડિયેરોના મૂળ ચણતરમાં હિંદુઓનો ફાળો હશે? મેરૂ પર્વતનું નામ હિંદુઓએ પાડયું હશે? અથવા તો પૂર્વ આફ્રિકામાં હિંદુ સ્થાપત્યની દૃષ્ટિએ ચણાએલા મકાનો, મંદિરો કે મિનારા અતિશય વરસાદ, ઉગ્ર તાપ અને બળવાન પવનોની અસરથી ક્રૂર કાળને વશ થઇ ગયા હશે કે જેથી આજે પુરાણા સંબંધની સાક્ષી આપવા ઉભા નથી?

પણ પૂર્વ આફ્રિકામાં છે તેવી જ આબોહવાને લગતી સ્થિતિ લંકા અને પૂર્વ હિંદી દ્વીપો (ઇસ્ટ ઇંડિઝ ટાપુઓ)માં પણ છે, છતાંય પૂર્વ આફ્રિકામાં હિંદુ સંસ્કૃતિનાં સ્મારકો માલમ પડતા નથી જ્યારે પેલા પ્રદેશોમાં એ જળવાઈ રહ્યા છે, તેનું શું કારણ એ પ્રશ્ન સહેજે ઉત્પન્ન થાય છે.

પરંતુ ભૌગોલિક અને ઐતિહાસિક દૃષ્ટિએ એમ સાબીત

---

*જગપ્રખ્યાત ખંડિયેરો : આફ્રિકા, દ. અ. ૨૦° – ૧૮'
પૂ. રે. ૩૧°

કરી શકાય તેમ છે કે ભૂતકાળમાં પૂર્વ આફ્રિકામાં જો કદાચ કોઈ સ્મારકો ઉભાં કરવામાં આવ્યા હોય તો એ લાંબો સમય ન પણ ટક્યાં હોય. ભૂતળ રચના પ્રમાણે લગભગ આખો ય આફ્રિકા વિકૃત તત્ત્વયુક્ત *ખડકાનો બનેલો છે. એટલે એ ખડકો સાધારણ રીતે ઘણા કઠણ હોય. પરંતુ આફ્રિકામાં બાંધકામ માટેના કઠણ પત્થરની ખાણો ખંડના લોકો જંગલી હોવાથી નહિ ખોદાઈ હોય એમ માની શકાય તેવા ખડકો, જે વૃષ્ટિ અને તાપ ને લઈને પોચા પડી ગયા હોય, તેવા ખડકના પત્થરથી બંધાએલ ઇમારત કે કોઈ પણ બાંધકામ લાંબો વખત ટકી શકે જ નહિ. એટલે એ વાત માની શકાય તેવી છે કે પ્રાચીનકાળમાં હિંદુ સ્થાપત્યના કોઈ નમૂનાઓ હિંદુઓએ અહીં ઊભા કર્યા હોય તો તે નમૂનાઓનો હજારો વર્ષે પ્રાકૃતિક બળોને લીધે નાશ થયો હોય. આ ઘટના કેટલા અંશે સત્ય માની શકાય તેનો નિર્ણય સિત્તેર વર્ષ પર જંગબાર ટાપુ ઉપર બંધાએલા સૈયદ બરઘશના મહેલોના ખંડિયેરો જોઇને થઇ શકે છે.

આ તો સ્થાપત્યની દૃષ્ટિએ હિંદુ સંસ્કૃતિનાં પ્રતીકોની વાત થઇ; પરંતુ હિંદુ ધર્મની–હિંદુ તત્ત્વજ્ઞાનની અસર પૂર્વ આફ્રિકાના પ્રદેશનાં વસનારાઓ પર કેમ નથી થઈ શકી? આ પ્રશ્નના જવાબમાં ત્રણ મુદ્દાઓ રજૂ કરી શકાય :

પહેલો મુદ્દો એ કે પૂર્વ આફ્રિકામાં જે હિંદુઓ પ્રાચીનકાળથી આવતા તેઓ વૈશ્ય જાતિના હતા અને તેમનું જીવનકાર્ય ખાસ કરીને વ્યાપારનું હતું અને નહિ કે હિંદુ સંસ્કૃતિના પ્રચારનું.

બીજો મુદ્દો એ કે એ પ્રદેશમાં તે કાળે વસતી દેશી પ્રજા છેક પછાત હતી અને આજે પણ એ આગળ વધેલી તો ન જ કહેવાય.

---

* Metamorphic rocks

આજના દેશી લોકોમાં અને તે કાળના દેશી લોકોમાં ફેર એટલો કે ત્યારે તેઓ ગુલામ કહેવાતા તેમજ જાણે કે પૃથ્વીના અન્ય ખંડોના મનુષ્યોની આજ્ઞાઓને તાબે રહેવાને જંગલી વાંદરાઓ કરતાં જરી ચઢતી કક્ષાનાં પ્રાણીઓ તરીકે તેમને કુદરતે પેદા કર્યાં હોય તેવા લેખવામાં આવતા. અને મધ્ય યુગનો જમાનો વીતતાં પ્રવાસ અને પ્રદેશાન્વેષણની ભાવના જે સમયે પાશ્ચિમાત્ય વહાણવટીઓના ભેજામાં જન્મી સફળ થવા માંડી તે સમયમાં 'કાળા હાથીદાંત'ના અત્યંત અધમ વ્યાપાર માટે તેમને જીવતા વિક્રેય પદાર્થો માની લેવામાં આવતા. આજના દેશી લોકોની બાબતમાં આ મન્તવ્યે પલ્ટો ખાધો છે છતાં એ પ્રજા હજી એ સંસ્કૃતિ વિહિન રહી છે એમ કહેવું અયુક્ત નથી.

ત્રીજો મુદ્દો એ કે પ્રાચીનકાળમાં આ પ્રદેશમાં જે હિંદુઓ આવતા તેઓએ જો કે અહીં વસવાટ કરેલો પરંતુ પૂર્વ આફ્રિકાને પોતાનું કાયમી વતન નહિ બનાવેલું તેમની સ્મૃતિમાંથી પોતાનો ઉચ્ચતમ ધર્મ, અતિ પ્રાચીન સંસ્કૃતિ, ધર્મિષ્ઠ દેશભાઇઓ અને પ્રિય સ્વજનો ભાગ્યેજ ખસતાં હશે જેથી તેઓ અવારનવાર હિંદ અને આ પ્રદેશ વચ્ચે દરિયાઈ સફરો કર્યે રાખતા. વળી તેઓ પોતાનાં સ્ત્રી બાળકો સહિત અહીં વસતા ન હતા. હિંદુઓનો અત્રે એકલા રહેવાનો રિવાજ તો હજુ ગઈ સદીના ઉતરાર્ધમાં જ બદલાયો; એટલે હિંદુઓની સામાજિક રૂઢિયોની અસર અત્રેના દેશી લોકો પર થવા પામવાની શકયતા ભાગ્યે જ હતી.

એટલે ટુંકામાં પ્રાચીન કાળથી પૂર્વ આફ્રિકા સાથે સંબંધ ધરાવનાર હિંદુ વ્યાપારીઓ અને હિંદુ વહાણવટીઓ જ હતા. વાસ્કો ડા ગામાને લામુથી કાલિકટનો માર્ગ બતાવવામાં તેમનો ફાળો હતો, એ ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે.

હજી ગઈ કાલ જેવી ઓગણીસમી સદીમાં જેરામ શિવજીનો પૂર્વ

આફ્રિકાને સાગરકાંઠે ડંકો વાગતો હતો. આખા કિનારાનું જ કારખાનું એ પેઢીને હસ્તક હતું. જેરામ શિવજીની પેઢીને માતબર બનાવનાર લધા દામજી એક બાહોશ પુરુષ હતા. જંગબારનો સુલતાન માજીદ (ઈ. સ. ૧૮૫૬ થી ૧૮૭૦) તેમના પર સગા બંધુ કરતાં વિશેષ સ્નેહ રાખતો. એ સુલતાનની સલ્તનત ચલાવવામાં તેમની મુત્સદ્દી બુદ્ધિનો ફાળો ઓછો ન હતો. ડૉ. જોન કર્ક (પાછળથી સર જોન કર્ક) જેવા ઇતિહાસ પ્રસિદ્ધ પુરુષની તેમના પર પ્રીતિ હતી, અને તેમની અંતિમ બિમારીને સમયે ડૉ. જોન કર્ક તેમની પથારી પાસે કલાકોના કલાકો સુધી બેસી રહેતા. વિદેશી કોન્સલો તેમનું સન્માન સાચવતા. લધા દામજી જ્યારે મૃત્યુ પામ્યા ત્યારે જંગબારમાં વસતા સર્વે કોન્સલોએ પોતપોતાના રાષ્ટ્રના વાવટા અર્ધી કાઠીએ ફરકાવ્યા હતા. હિંદુ પ્રજાના અગ્રણીનું દરિયાપારના દેશમાં આવું રાજશાહી સન્માન થાય તે સંસ્થાનવાસી હિંદુઓના ઇતિહાસમાં હિંદુ જાતિને માટે એક ગૌરવપ્રદ વાત છે.

પૂર્વ આફ્રિકાના મુલકો પર જંગબારના સુલતાનોની આણ વર્તતી હતી તે જમાનામાં સંસ્થાનવાસી હિંદુઓ સ્વમાન સાચવીને રહી શકતા. તેઓની સામાજિક પ્રતિષ્ઠા પાશ્ચિમાત્ય વ્યાપારી પ્રજાથી જરાએ ઊતરતી ન હતી. વળી ઇતિહાસ તો એટલે સુધી સાક્ષી પૂરે છે કે તે સમયના સંસ્થાનવાસી હિંદુઓમાંના તમામ જણ કલમ વડે નામું જ લખી જાણતા ન હતા, પરતું દારેસ્સલામ ખાતેની જેરામ શિવજીની પેઢીમાં કામ કરતા રામજી પ્રાગજીએ ખાંડાના ખેલ ખેલી બતાવ્યા હતા. ગુલામોને ૧૮૮૯ માં મૂક્ત કરવાનું જ્યારે નક્કી થયું ત્યારે એકલી જેરામ શિવજીની પેઢીએ ૭૦૦૦ ગુલામોને મૂક્ત કર્યાં હતા, એટલું જ નહિ પણ જે જગ્યાએ ચાબુક વડે ગુલામોને ફટકારવામાં આવતા અને જ્યાં જગતભરના ગુલામીના વ્યાપારનું

છેલ્લું બજાર ભરાતું હતું તે જગ્યા જેરામ શિવજીએ તે વખતના અંગ્રેજ પાદરી બિશપસ્ટીઅરને ચર્ચ બાંધવા આપી અને તે ઠેકાણે હાલ જંગબારમાં કેથીડ્રલ ચર્ચ ઓફ ક્રાઇસ્ટ ઊભું છે.

પૂર્વ આફ્રિકા સાથે હિંદુઓનો પુરાણો સંબંધ દૃઢતર થતો ગયો છે, એમ જાતિધર્મમાંથી ડગાવી નાખનારી આ વીસમી સદીમાં સંસ્થાનવાસી હિન્દુઓએ હિંદથી હજારો માઇલ દૂર આ સંસ્થાનોમાં ય ઊભાં કરેલાં મંદિરો પરથી પ્રતીત થાય છે, પરંતુ ઇતિહાસની આરસીમાં નિહાળતાં મનમાં એક વસવાટ થયા વગર રહેતો નથી: "અરેરે, યુધિષ્ઠરના કાળ પહેલાંથી સંસ્થાનવાસી થવા છતાં બૃહદ્ ભારતમાં 'હિંદુ સસ્થાન' કેમ ન સ્થપાયું?"

જંગબાર,
પૂર્વ આફ્રિકાને સાગરકાંઠે

## ઉલ્લુ

[ લેખક : શ્રી મોહનસિંહજી હમીરસિંહજી પરમાર ]

[ સામાજીક કાર્યવાહકો કે રાષ્ટ્રિય નેતાઓ ઉપર અથવા કોઇ પણ ખાતાના ઉપરી અમલદારના ઉપર વ્યક્તિગત્ આક્ષેપો કરવાનો આ લેખનો આશય નથી. પણ સંસારમાં બનતી સંભવિત અને શક્ય વસ્તુઓ રજુ કરવાનો અલ્પ પ્રયાસ માત્ર છે. —લેખક ]

તેરા બાપ ઉલ્લુ, તેરી મા ઉલ્લુ, તૂ ઉલ્લુ, સાલે તેરે બાપ કે બેટે, હત તેરી ભેણકા ભાઇ મરે તેરી, ઉલ્લુ કે પઠ્ઠે! ખડા રહે. કહેતે કે સનનન કરતે કે એક પત્થર વાંદર સેનાની વચમાં ફેંક્યો. સહેજમાં જ બચી ગયો બાકી એકાદ છોકરાનું માથું જરૂર રંગાઇ જાત. ફાટેલ ગોદડી જેવા જુની ધાંસડીના કોટના ખીસ્સામાંથી પત્થરા કાઢી કાઢીને ફેંકવા માંડયો પણ છોકરાઓ ખસે શેના! તે તો છેટે ઉભા ઉભા તાળીઓ પાડતા અને ગાલ વગાડતા પાછા જાય અને આગળ આવે અને—

ઉલ્લુ રે ઉલ્લુ, દહાડાનો ઉલ્લુ,
રાતનો બોલે ઘુઘુઘૂ–ઘુઘુઘૂ–

ફાટેલ તૂટેલ રસ્તામાં કોઇએ ફેંકી દીધેલું હાફ પાટલુન જેમ તેમ વીંટાળીને, ખંભે જુની ધાંસડીઓનો જુનો પુરાણો કોટ લટકાવીને,

હાથમાં બે ત્રણ પત્થરો લઈને, સડકનો ખૂણો પકડીને ગાંડો ઉલ્લુ ઉભો હતો. પાછળ છોકરાઓ તાળીઓ પાડીને શોરબકોર કર્યેજ જતા હતા. પરંતુ ઉલ્લુ તો શાંતિથી ઉભો ઉભો મોટરો ગણ્યા જ કરતો હતો. છોકરાના ટોળામાંથી એક ચબાવલો છોકરો ડહાપણનો વેશ ભજવતો ઠાવકો થઇને ઉલ્લુની બાજુમાં ઉભો રહ્યો—

અબે ઉલ્લુજી ! આ સામેની મોટરમાં કાઉન્સીલર આવે છે. એટલું કહીને છોકરો દૂર નાશી ગયો.

કાઉન્સીલરનું નામ સાંભળીને ઉલ્લુજીના કાન ભડકયા હેં...ક્યા બોલતા હૈ? કાઉન્સીલર!

હા, હા, એ જ મોટરમાં દામજી કાઉન્સીલર.

એટલું સાંભળતામાં તો ઉલ્લુએ કોટના ખીસામાંથી એક બોંબ (પત્થર) કાઢયો અને દે સીધો જ મોટરના કાચ ઉપર. મોટર ડ્રાયવર સહેજમાં બચી ગયો પણ છ ન ન ન કરતો કે કાચના બે ટુકડા. કાચ તૂટી ગયો છતાંએ ઉલ્લુની દાઝ પુરી ન થઇ હોય તેમ ખીસ્સામાંથી કાઢી કાઢીને બે ત્રણ બોંબ ફેંકયા પણ દોડતી મોટરના હુડ ઉપર અને મડ ગાર્ડમાં ખાડા પાડીને ઘા પાછા પડયા. હીટલરના બોંબથી જેમ યુરોપની પ્રજા ભડકે તેમ મોટર ડ્રાયવરે તો જાનના જોખમે મોટર મારી મૂકી.

શહેરના નામીચા ઉલ્લુથી ભલભલા મોટરવાળાના સાંધા ગગડી જતા. પોલીસ ઘણીએ વાર એ ઉલ્લુને પકડીને શહેર બહાર મૂકી આવે પણ બીજેજ દિવસે એનો એજ ઉલ્લુ ખીસ્સામાં દશબાર પત્થર લઇને ઉભોજ હોય.

એ આવીને ઉભો રહે કે તરત જ વાંદર સેના ત્હેની પાછળ ફરી વળતી. ત્હેમાંથી કોઈ કહે કે "ઉલ્લુજી ! સામેની મોટરમાં લાલજી કાનજી શેઠ આવે છે." આટલું સાંભળતાં જ ખીસ્સામાંથી હીટલરનો

બોંબ પડયા સિવાય રહેતો નહિં. એ ઉલ્લુના સપાટામાંથી કોઈ પણ શેઠ, કાઉન્સીલર, નેતા કે આગેવાનની મોટર છુટવા પામતી નહિ. કોણુ જાણે ક્યા કારણુથી એ ઉલ્લુજીને એ લોકો ઉપર આટલી બધી દાઝ હશે!

શહેરના લોકો એને માટે અનેક પ્રકારની વાત કરતા. કોઈ કહેતું. એની બાયડી મરી ગઈ ને એ ગાંડો બની ગયો. તો કોઈ કહેતું કે બાયડી નહિં પણુ છોકરી મરી ગઇ તેથી ગાંડો થઈ ગયો છે. કોઈ કહેતા કે એણે ઉંટ વૈદ્યની દવા ખાધી હતી અને ત્યારથી જ ભેજું ખસી ગયું છે.

હું પણ એ ઉલ્લુને ઘણીવાર જોતો ત્યાં કૈંક જાતના તર્કો ઉઠાવતો પણ ક્યા કારણથી એ ઉલ્લુ બન્યો હશે એ પ્રશ્ન તો બાવળીઆના હુંઠાની માફક ઉભો જ રહેતો. દરેક ગાંડા માણસના ગાંડપણુ પાછળ કાંઇને કાંઇ ભેદ હોય છે, એવી મ્હારી માન્યતા હતી. ગમે તે કારણે માણુસના મુઠીભર મગજ' ઉપર આઘાત પહોંચે ત્યારે જ માણુસ પાગલ બને છે. પણુ એ આઘાત પોતાના પાપનો હોય કે બીજાનો ભોગ બન્યો હોય એ તો દરેકના સંજોગો ઉપર છે. પરંતુ પાપના છાંટા ઉડયા સિવાય તો પાગલ બનાતું જ નથી. હૃદયની મૂંઝવણુ કોઈને કહેવાય નહિ અને સહેવાય નહિ. આવી સ્થિતિમાં માણુસનું ભેજું ખસી જાય છે. અગર તો કોઈ અકસ્માતના સમાચાર સાંભળવાના મળે તો મગજના તંતુઓ તૂટી જાય. ઘણીવાર એ ઉલ્લુની પાછળ રહેલી ભેદભૂમિ જાણુવાની તીવ્ર ઇચ્છા થઈ આવતી. પણ તે મગજમાં ફરી ન ફરીને સરી પડતી.

એક દિવસે એ. માણુસના પગરવ સિવાયની અંધારી ગલીમાં ઉભો હતો. મેં એની પાછળ જઇને બગલમાંથી બે બીસ્કુટ કાઢીને પૂછયું—મહાશયજી બીસ્કુટ ખાશો?

તારે ગરજ હોય તો આપી જાને-આવ્યો છે બેટમજી દાનેશ્વરી થઇને!

જવાબ સાંભળીને હું તો થંભી જ ગયો. ખાવાપીવાની પણ જેને દરકાર નથી એવો એ ઉલ્લુ! મને એની સાથે વધુ વાતચિત કરવાની ઇચ્છા થઈ, પણ ખીસ્સામાં ભરેલા બોંબ ગોળાની (પત્થરની) બીકે ઇચ્છાને દબાવી દેવી પડી. છતાં જરાક હિંમત કરીને પાસે ગયો અને હાથમાં ત્રણ બીસ્કુટ મૂકયા.

હેં–હેં–હેં–હેં ઉલ્લુકે પઠે! બડા દાનેશ્વરી! કહી ઉલ્લુ ખુબ જોરથી હસ્યો. મારી જીંદગીમાં તેને પહેલી જ વાર હસતા જોયો.

એને હસતો જોઇ મારામાં જરાક હિંમત આવી અને ફોસલાવીને કાંઇ વાતચિત કરવા લલચાયો. એટલામાં તો તેણે ખીસ્સામાં હાથ નાખીને આંખના ડોળા કાઢયા અને–

જાતે હે કે નહિ? સાલે ઉલ્લુ કે પઠ્ઠે? બડે દાનેશ્વરી! ગૌ કાટકે સૂઇકા દાન કરનેવાલે! એમ કહીને પત્થર ઉગામ્યો.

હું તો મુઠીઓ વાળીને ભાગ્યો તે પાછું વળીને જોયું જ નહિં.



એક દિવસ સવારના ફરતો ફરતો હું શહેર બહાર દુર દુર નીકળી ગયો. થોડેક જુનું પડી ગએલું મંદિરનું ખંડિએર હતું. તેના ઓટલા ઉપર સૃષ્ટિ સૌન્દર્યનું નિરીક્ષણ કરતો હું બેઠો હતો. ત્યાં કાન ઉપર કાઇ માંદા માણસનો ઉંકાર સંભળાયો એટલે હું મંદિરના ખંડિએરમાં ગયો અને જોઉં છું તો ભેજથી સડી ગએલી ઇંટોના ખાડામાં ઉલ્લુ નજરે પડયો. ત્હેની આંખો મીંચાએલી હતી. તેણે મને જોયો નહિં. ઉલ્લુ ખરેખરજ માંદો હતો. મેં તેના શરિર ઉપર હાથ ફેરવ્યો. ઉલ્લુ તાવથી ધીખતો હતો. મારા હાથનો સ્પર્શ થતાં ઉલ્લુની આંખ ઉઘડી મારા સામું જોયું. આંખ ફાડી અને ખીસ્સામાં હાથ નાખી પત્થર કાઢયો. પત્થર જોયો અને હું તો ઉઠીને ભાગ્યો.

ઉલ્લુએ પત્થરો ફેંકયો. પણ અશક્ત હાથથી ફેંકાએલો પત્થર એની પોતાની બાજુમાંજ પડયો. સુતો સુતો એ બબડયો.

કોણ? ઉલ્લુકે પઠે! દાનેશ્વરીકા બેટા! બડા શેઠ! સાલે કાઉન્સીલર!

જેના હાથના પત્થરથી એક જ સપાટે સ્ટીલના મોટર હુડમાં કે મડગાર્ડમાં ખાડો પડી જતો એજ પત્થર એક હાથ પણ ખસ્યો નહિં. ઉલ્લુની સઘળી શક્તિ હણાઈ ગઈ હતી મને ખરે જ એ ઉલ્લુની દયા આવી. ખીસ્સાના બોંબ ગોળાની મુદ્દલે બીક રહી નહોતી એટલે ધડાકા બંધ આગળ વધ્યો અને પાસે ગયો.

કેમ આવ્યો? જાય છે કે નહિ? દયા ખાવા આવ્યો છે બદમાશ! ઉલ્લુએ તિરસ્કારનાં બાણો છોડવા માંડયાં.

ઉલ્લુજી! તમને તાવ આવે છે? જરા દવા આપુ? મેં નમ્રતાથી પૂછ્યું.

દવા આપવા આવ્યો છે! કોને! મને! મરવા દેને મારા જેવા પાપીને–ઉલ્લુને! ગામમાં દયા ખાવા જેવાં ઘણાંએ પ્રાણી હશે. ઉલ્લુની આજની વાણીમાં આદ્રતા હતી.

મારી નજરે તો તમેજ દયા ખાવા જેવા લાગો છો. જરાક ક્વીનાઈન ખાશો? ખીસ્સામાંથી ક્વીનાઇન કાઢીને બતાવી.

લાવ ત્યારે તને ગરજ હોય તો. ઉલ્લુએ હાથ લંબાવ્યો.

મેં એના મોઢામાં બે ટીકડીઓ મૂકી અને બાજુની જુની વાવડીમાંથી ભરી લાવીને પાણી પાયું. થોડી વારે ઉલ્લુને શાંતિ વળી અને ડાહ્યા માણસની નજરે મારા તરફ જોઈ રહ્યો અને બોલ્યો.

તારૂ નામ?

જેઠાલાલ મારૂં નામ.

લાલ તારી માનો, તારા બાપનો જેઠો કહેની ઉલ્લુ જરાક ચીડાયો.

જેઠો. બસ ! તમે જે કહો તે. આપણે ઢીલું મૂક્યું.

જેઠા !

હા.

મારૂં નામ તું જાણે છે ? મીટ માંડીને ઉલ્લુ મારા સામું જોઈ રહ્યો.

લોકો તો ઉલ્લુ–ઉલ્લુ કહે છે. મેં ખંચકાતાં જવાબ આપ્યો.

હા, હા, હા. તે જ હું ઉલ્લુ. દુનિયામાં મારૂં નામ પડે ને લોક ગભરાઈ જાય. છોકરાં નાશભાગ કરવા મંડી જાય. તે જ હું ઉલ્લુ ! અને તું શું લાડવા ખાવા મારી પાછળ પડયો છે.

તમારા જેવા દીન દુઃખીની સેવા કરવા, લાડવા ખાવા નહિ.

હાં...બેટ્ટમજી ! ધર્માત્માનું પુછડું ! દયાનો અવતાર રતિદેવ ! ગૌહત્યા કરીને સોઇનું દાન કરવા નીકળ્યો છે કેમ ! લુચ્ચા ! લબાડ ! ઠગ ! જોત જોતામાં ઉલ્લુ ઉશ્કેરાઇ ગયો અને ઉભો થવા પ્રયત્ન કર્યો પણ અશક્તિને લીધે પાછો પટકાઈ પડયો.

ઉલ્લુનું પડતું માથું મેં ઝીલી લીધું. માથે હાથ ફેરવતાં મેં કહ્યું. ઉલ્લુજી ! તમે જે બદમાશો કહ્યા તેવો હું નથી.

તમે બધાજ એવા, સેવા સેવા કરીને દુનિયાને પાટા બાંધો છો. સેવાના નામે પ્રકાશમાં આવવું છે. પછી મ્યુનિસીપાલીટીમાં, લૉકલ બોર્ડમાં, કાઉન્સીલમાં કે એસેમ્બલીમાં મેમ્બરો થવા બહાર પડવું છે. એમજને ! અને પછીથી જે ગરિબોના મતથી તમને ખુરશી મળે છે તેમને જ સતાવવા છે ! બેટ્ટમજી ! મત લેતી વખતે ચ્હા પાઓ, સીગરેટનાં ડબ્બા ખાલી કરો અને મોટરમાં નાખીને ફેરવો. અને ચૂંટણીનો જંગ જીત્યા કે મતદાર કોણ ને હું કોણ !

ઉલ્લુની તિરસ્કારવૃત્તિનો મને ખ્યાલ આવ્યો. અને એના જી
પાછળ આવાજ કાંઇ ભેદની કલ્પના આવી. મેં નમ્રતાથી કહ્યું.

બધાએ માણસ એક સરખા હોતા નથી.

સોમાં નવાણું જણ બદમાશ! શ્રીમંત હોય અને સત્તા હે
છતાં શેતાની ન સૂઝે તો પૂર્વજન્મનો યોગભ્રષ્ટ યોગી જ જાણવો. ૮
પણ મોટા માણસ થવાનો શોખ લાગે છે. મોટા થવું છે શીખવું

મોટા થવું તો નથી પણ શીખવશો તો કામ આવશે. મો
કાંઇ એમના એમ થવાય છે! વિદ્વતા જોઇએ લક્ષ્મી જોઇએ.

જેઠા! તું તો હલામણ જેઠવો જ લાગે છે. મોટા થવામાં લક્ષ્મી
કે વિદ્વતાની શી જરુર! હા—એટલું તો ખરું જ કે એ બે હોય
કામ જરા સુગમ પડે. બાકી મોટો તું પણ થઇ શકે છે.

કેવી રીતે?

જો સાંભળ. તારામાં સેવા કરવાની ધગશ તો છે જ. એનો
લાભ લઇ લે. પણ હાં. કેવળ મુંગી મુંગી સેવા કર્યે કાંઈ વળે નહિ
સાથે સાથે થોડું બરાડતો જા. કોઇના ઘરને આગ લાગે કે સીધો
દોડી જજે. કામ બામ થાય તો કરજે નહિ તો એકલી બૂમો જ પાડજે

અલ્યા ડાહ્યાભાઈ પાણીનો ઘડો લાવો. મકનજી આમ ઉભો
શું! આમ મરની. આ બળતું તોડી પાડો. ગરીબ માણસનું ઘર બ
છે. અને તમે લોકોને તમાશો! ક્યાં મૂવા મ્યુનિસીપાલીટીવાળા
ક્યાં ગુડાયા એ બંબાખાનાવાળા! ક્યાં હડતાઈ ગયા એ કાઉન્સીલરો
સાલા ચોર સ્વાર્થી! ગરીબનું છે કોઈ!

કોઇ જગ્યાએ અકસ્માત થાય કે એ મોટરની હડફેટમાં બક
આવી જાય તો પણ તારે તે રામનું રામાયણ કરી નાખવું. બકરી
ખોળામા લઇને બોકીઓ લેવા મંડી જવું. મોટરનો નંબર લઇ લેવે

સાલ્લા આંધળા મૂવા છે. આંખો મીચીને હાંકે છે. ગરીબની બકરી મરી ગઇ. પોલીસ બોલીસ કાંઈ ધ્યાન આપતા નથી. મ્યુનિસીપાલીટીનું અંધેર છે. આમ ખોટી ખોટી બૂમો મારવી એટલે બેચાર મહિનામાં તું પ્રકાશમાં આવી જઇશ અને ચૂંટણીના જંગ વખતે બે ચાર તારા જેવા જ બરાડા પાડનારા કામદારો રોકજે એટલે દિકરા તૂં ખાટી જ જવાનો શું સમજ્યો ? આ ઉલ્લુની શિખામણ ઉલ્લુ નથી.

તમે તો મ્યુનિસીપાલીટીના મેમ્બરોની ખૂબજ ધૂળ ખંખેરી નાખી. દોષ તો બધી જ સંસ્થાઓમાં હશે. મેં જરા ડહાપણ બતાવ્યું.

અરે જેઠા ! તને કાંઈ અક્કલ છે ! હું કાંઈ એકલી જ મ્યુનિસિપાલીટીને વગોવતો નથી. એ તો તાલુકા લોકલ બોર્ડ, કાઉન્સીલ, કે એસેંબ્લી, બધી જગ્યાએ એના એ જ ગોટાળા. જો તારી પાસે પૈસા હોય તો બીજી યુક્તિ બતાવું. આંધ્રની ખાદીનું ઝીણી કિનારનું ધોતીઉં પહેરી લે. અને માથે રેશમી ખાદીનો ઝભ્ભો. માથું ઉઘાડું હશે તો ચાલશે. ખંભે કાશ્મીરી ઝરીની ભરેલી શાલ લપેટી દેવી. અને સુભાશબાબુની ફેશનનાં ચશ્માં લગાવી દેવાં. અને મોકો મળે કે મહાસભાનાં બણગાં ફુંકવાં. મોટાં મોટાં ભાષણો આપવાં. અને આંખે થુંક ચોપડીને દેશદાઝને માટે રોવા મંડી જવું. કે તારો નંબર પહેલો જ લાગી જવાનો. કોઇની પાસે પૈસો હોય તો કેટલાક તારા જેવા બરાડા પાડનાર પણ જોઈએ. મત ભેગા કરવાને માટે જોરશોરથી પ્રચાર કરવો. તેને માટે બે ત્રણ જગ્યાએ ઓફિસો ખોલી દેવી. દરેક ઓફિસમાં ચા પાણીની હોટલ ખોલી દેવી. સીગારેટના ડબ્બાના મોં ખોલી દેવાં અને પછી જોજે તું ચૂંટાય છે કે નહિ ? તારે પણ ખીસ્સામાં સીગારેટના પાકીટ રાખવાં ને પોતે પીવાં અને રસ્તામાં મળે તેને પાવાં. સીગારેટ પીવાને માટે મહાસભાનો અંકુશ થોડો છે ! એ તો વિલાયતી માલમાં દિવાસળી ચાંપવાનું

શુભ કાર્ય છે. કોઈ અજાણ્યા મતદારને ત્યાં મળવા જાય તે પહેલાં અગાઉથી એના ગામ ઠામની માહિતી મેળવી લેજે અને ઘરમાં પેસતાં જ—

હલ્લો મી. જમનાદાસ! ખુશીમાં! હાં...હાં આપ તો બગસરાના રહીશ નહિ! બગસરામાં મારી માસીના દીકરાના પિતરાઈની સાસરી થાય અને રાયચંદ શેઠને અને અમારે ખાસ ઘર જેવો જ સંબંધ. હવે તો પરદેશમાં નીકળ્યા એટલે આપને અને મારે પરિચય ઓછો.

એટલામાં જો ઘરમાંથી નાનો ગીગો રમતો આવે કે તરત જ તેને ઉંચકી લેવો, બે ત્રણ બોકીઓ ભરી લેવી. ખીસ્સામાં દ્રાક્ષના કે કાજુના દાણા અગર બીસ્કુટ રાખી મૂક્યા હોય તે ગગાના મોઢામાં હોમી દેવા. બની શકે તો બીસ્કુટનું બંડલ સાથે રાખવું, શું સમજ્યો જેઠા!

એ વાત મારા ગળે ના ઉતરી. ગગાને રમાડવાથી અને બીસ્કુટ દેવાથી શું લાભ? મેં કુતુહલતાથી પૂછ્યું.

અરે ડફોળ! તને દુનિયાદારીનું ભાન જ નથી. પાઈનો બીસ્કુટ એક મત અપાવશે. ગગાને રમાડો એટલે ગગાની મા ખુશ ખુશ. આફ્રિન અને એજ તમને વોટ અપાવશે. લક્ષ્મીની રેલમછેલ વધારે તેની જીત. અને બાયડીનાં ઘરેણાં વેચીને ખુરશી દીપાવવા નીકળ્યા હોય તે પડવાના નીચે.

તમે તો એકતરફી જ વાત કરો છો. આમ અંધેર તો કાંઈ ચાલતું હશે! ચૂંટણીની પ્રથા કાઢવાવાળો શું બેવકુફ હતો? મારાથી હડહડતું જુઠાણું ખમાયું નહિ.

ભાઈ જેઠા! હું એમ નથી કહેતો કે ચૂંટણીની પ્રથા જ બેવકુફી ભરેલી છે. કોઈ પણ જાતની લાલચ કે લાગવગ વાપર્યા સિવાય કેવળ

શુદ્ધ મતો જ દેવાવા જોઇએ. કોઈ પણ પ્રથાની ઉત્પત્તિ તો સારાને માટે જ હોય છે. પણ સ્વાર્થી દુનિયામાં તેનો ઉલટો જ ઉપયોગ થાય છે. કોણ જાણે મનુષ્ય જાતિને શાંતિપૂર્વક રહેવું જ ગમતું ન હોય!

ઉલ્લુની ઉંડી ફીલસુફી માટે જરાક માન પેદા થયું. પણ એ કહે એ બધું જ ખરૂં એમ તો કેમ મનાય! મેં જરાક આગળ ચલાવ્યું.

બિચારા દેશનેતાઓ ચૂંટણી પ્રસંગે ઉભી થતી બદમાશીના પ્રસંગો ઓછા કરવા ઘણાએ પ્રયત્નો કરે છે. પણ લોકો માને ત્યારે ને!

જોયા જોયા. તારા દેશનેતાઓ! એ લોકોજ આંખરેલા પાડાની માફક લડે છે ને! બધાએ ઉજળા દુગ. સફેદ બગલા જેવા. ગાંધી ટોપી પહેરીને કર્યાં ભાષણ અને જેલ કાપી આવ્યા એટલે થઈ ગયા દેશનેતા!

દેશનેતાઓનું આમ અવળું બોલો એ મને તો લાગી આવે છે. મહાત્મા ગાંધીજીના મંતવ્યો નીચે કોઈ પણ નેતા અહિત કરી જ ન શકે.

અલ્યા ભાઇ! હું તારા ગાંધી, જવાહિર કે બાબુ ફાબુની વાત કરતો નથી. આંગળીના વેઢા ઉપર ગણાય એટલા એ નેતાઓ! બાકીનો મોટો ભાગ તો સ્વારથને માટે ભળેલા. હાલની જ વાત કરને. મ્યુનિસીપાલીટી અને લોકલબોર્ડ વિગેરે ઠેકાણે ચૂંટણીના જંગમાં મહાસભાના મેમ્બરોજ મોકલવાનું મહાસભાએ બહાર પાડયું એટલે હડહડતા વિલાયતીના હિમાયતીઓ અને મહાસભાના કુટ્ટરવિરોધી પણ ગાંધીવાદી થઇ બેઠા તે તૂં નથી જાણતો! કેટલાક જુના મહાસભાવાદીઓ છે તેમાં પણ ફાટફુટ. દરેકને સ્વમાનનો લોભ. બધાને જ ગાંધી જ થઈને બેસવું છે. અને કેટલાક બાહ્યાડંબરી પુરૂષો તો ખાદીના ઝભ્ભામાં પાપલીલા જ કરે છે તેનું શું!

ગઇ કાલનો ઉલ્લુ આટલી વિચાર શક્તિ ધરાવતો હશે તેની તો કલ્પનાએ ન આવે એવી એ વાતો હતી. છતાં ગાંધીવાદીઓનું હડહડતું અપમાન મારાથી સહન ન થયું, એટલે બોલાઈ જવાયું.

તમે આમ ગાંધીવાદીઓની અને ખાદીધારીઓની નિંદા કરો એ તો ઠીક નહિ. ખાદીથી તો દેશનો ઉદ્ધાર છે.

અલ્યા મુરખ! ખાદીથી દેશનો ઉદ્ધાર છે એ વાત ખરી. પણ માનસિક પવિત્રતાને અને ખાદીને કાંઈ લાગતું વળગતું નથી. આજના યુવાનો ભગવા કપડાં પહેરીને નીકળેલા સાધુનું નાનામાં નાનું છીદ્ર ગાડાના પૈડા જેવું મોટું કરી મૂકે છે. ત્યારે કોઇ શેતાન ગાંધીવાદી થઇને (બહારથી) પાપલીલા કરે, દુનિયાને ઠગે તેની ઉપર ઢાંકપીછોડો કરે છે. કપડાં અને શેતાનના મનને કાંઇ લાગતું વળગતું નથી એ વાત ખાસ ધ્યાનમાં રાખજે.

ઉલ્લુ મારી એકે વાતમાં ફસાતો નથી. હું જે કાંઇ બોલું તે પહેલાં તો ઉત્તર ઘડી જ કાઢે છે. ખરેજ ઉલ્લુ એક વિચારવાન પુરૂષ જણાયો. છતાં એ ઉલ્લુ બધાંનાં છીદ્રો જોતો કેમ થયો! એ પ્રશ્ન વિચારમાં નાખી દે એવો હતો. એ બિચારાને જરૂર કાંઇ કડવો અનુભવ થયો હશે! મેં નમ્રતાથી પૂછ્યું.

ઉલ્લુજી! તમે આમ બધાના છીદ્રો જ કેમ જુઓ છો? તમારા જેવા બુદ્ધિશાળી પુરૂષને શું એ યોગ્ય છે!

હું શેનો બુદ્ધિશાળી! વેંગણ બટાટા વેચવાવાળો ખોજો બુદ્ધિશાળી કે સાંજ પડયે આઠ આના કમાય છે અને છોકરાંછૈયાનું પોષણ કરે છે.

વેંગણ બટાટા વેચનારની બુદ્ધિ વાડીના કુવા સુધીની. તમારી બુદ્ધિ તો વધારે તીક્ષ્ણ છે. એટલે જ આ બધુ જાણો છો. પણ જ્યારે તમે એકતરફી એકલી છીદ્રોવાળી જ વાતો કરો છો, ત્યારે

મને શંકા જાય છે કે તમને જગતમાં કાંઇ સહન કરવું પડયું હશે. અને તેથી જ દાઝના માર્યા ઉલ્લુ થઈ ગયા હશો. ખરૂં કે નહિ !

જેઠા ! એ વાતને પડતી મૂક. મારી વિતક કહેતાં કહેતાં હું ઉશ્કેરાઇ જઇશ અને અત્યારે જે હું ડહાપણભરી વાતો કરૂં છું તે પાછો ખરેખરો જ ઉલ્લુ બની જઈશ અને આવેશમાં આવી જાઉં ત્યારે જોયા છે ને આ...! એમ કહીને ખીસ્સામાંના બોંબગોળ બતાવ્યા.

હું તમને ઉન્માદમાં આવવા નહિ દઉં અને કદાચ આવેશમાં પત્થર મારી બેસશો તો ખાઇ લઈશ. પણ તમારી વિતક તો સાંભળવી જ પડશે.

લે ત્યારે સાંભળ. હું એક સરકારી દેખરેખ વાળા ખાતામાં નોકરી કરતો હતો.

શેમાં ? લોકલબોર્ડ, મ્યુનિસીપાલીટી કે રેલ્વે ? મેં અધીરાઇથી પૂછ્યું.

વગર ફોગટની મગજમારી ન કર. તે તારે જાણવાની શી જરૂર ! હું કહું તે સાંભળ. તારા આગ્રહને માન આપીને એટલું કહું છું કે હું સ્કુલબોર્ડમાં અવલ કારકુન હતો. અને એજ...એજ...એટલું બોલતામાં ઉલ્લુ ગલવાઈ ગયો અને મોઢું ઉતરી ગયું.

ઉલ્લુની એ નોકરીમાં જ કાંઇ ભેદ હશે એમ કલ્પના આવ્યા સિવાય રહી નહીં. મેં તેને આશ્વાસન આપતા કહ્યું.

ઉલ્લુજી ! આપની વિતક જરૂર દર્દભરી જ હશે. આપને બોલવું ગમતુ નહિ હોય છતાં દર્દનો ઉભરો ખાલી કરવાથી હૈયુ હલકુ પડે છે. અને હું કાંઈ તમારી કહાણીનો દુરૂપયોગ નહિ કરૂં એ વાતની ખાત્રી માનજો.

મારા આગ્રહને માન આપી ઉલ્લુજીએ પોતાની કથની શરૂ કરી.

એ મારી અવલ કારકુનની કારકીર્દી જ મારા પતનનું કારણ થઈ પડી. સ્કુલબોર્ડના આશરા હેઠળ સઘળાએ શિક્ષકો અને શિક્ષકાઓનાં પ્રમોશન અને ફેરબદલીની લગામ એડમીનીસ્ટ્રેટીવ (કેળવણી ખાતાનો વડો) ઓફીસર મારફત મારા હાથમાં જ હતી. ઘણુંએ કેળવણી ખાતાનાં માણસો અમારી ખુશામદ કરવા આવતાં અને એ લોકોની નબળાઈને યોગ્યા યોગ્ય લાભ ઉઠાવીને અમે અમારી જાતને કૃતકૃત્ય માનતા. અમારો ઑફીસર સાહેબ એવો કે જો કોઇ શિક્ષક ઘેરે મળવા આવે તો તેને અપમાન કરીને કાઢી મૂકતો અને કહેતો કે "ઑફિસનું કામ અફિસમાં, ઘેરે કોઇ આવશો નહિ." કોઇ શિક્ષિકા દફ્તર લઇને ઑફિસમાં આવતી તેને ઘર ઉપર આવવાનું ફરમાન થતું. આ વસ્તુનો ભળતો લાભ લેવાનો કેટલીક લાલચુ શિક્ષિકાઓ કુટણીનું કામ કરતી. વારંવાર વારપર્વોના અવસરે ઉત્સવો ગોઠવાતા અને કન્યાઓની રાસ મંડળોમાં હાજરી લેવાતી. તેમાં સ્કુલબોર્ડના મેમ્બરો અમારા ઓફિસરો, શિક્ષક, શિક્ષિકાઓ અને શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો હાજર હોય અને બંદાની હાજરી તો સૌથી પહેલાં જ હોય. દાંડીઓનો એક સરખો તાલ, ઝાંઝરનો ઝણકાર અને કોયલ જેવો કુમારિકાઓના ટહુકારથી આગંતુકોનાં દિલડાં ડોલી ઉઠતાં અને ત્યાંથી જ પાપનાં બીજ રોપાતાં. કુટણી શિક્ષિકાઓ અને તેડાગરો ભોળી બાળાઓનો ભોગ અમને ધરાવતી.

ઓફિસરના હાથ નીચે મારે નોકરી કરવાની:એટલે હું ઓફિસરની ખુશામદ કરતો. ઑફિસરને બૉર્ડના મેમ્બરોને રાજી રાખવાના એટલે તેઓ તેમની ખુશામદ કરતા રસ્તામાં મળે તો નીચા ઝુકીને સાહેબજી સલામ તો ખરીજ. પણ વારપર્વે મીઠાઇની ટોપલી તો કોઇ દિવસ કાનમાં કહેવાનું કે...અમૂક કન્યાશાળામાં અમુક.......

કોઇ શિક્ષક કે શિક્ષિકા અમારી ખુશામદમાં સંમત ન થાય તો તેને સતાવવામાં જરાએ ખામી રાખતા નહિ. પરિક્ષાના પરિણામમાં

અને ચાલચલગતમાં વગર કારણે નીચે ગબડાવી દેતા. આમ ગભરૂ બાળાઓની પ્રસાદી અમારા જેવા નરપીશાચ મારફત લાગતાવળગતા શ્રીમંત શાહુકારોને પણ પહોંચતી. આ અમારૂં માનસ અને આ અમારૂ પૂન્ય! એટલું બોલી બોલીને તે થાકી ગયા જેવો લાગ્યો. અને નરમ થઇને પડી રહ્યો. થોડીક વારે આગળ ચલાવ્યું, મારા તરફ જોયું.

જેઠાલાલ! દિકરા જેઠા .તને શું કહું! તને ખબર નહોતી કે મારી પાપલીલાનો હું પોતેજ ભોગ બનીશ. જો કે એ બધી લીલા ઓમાં હું સીધોજ ગુન્હેનાર નહોતો. મારા ઑફિસર અને મેમ્બરોને ખુશ રાખવા મારે બધુએ કરવું પડતું. અને પાછળથી એ વસ્તુઓ મારે સાધારણ થઇ પડી

એક વિધવા શિક્ષિકા હતી. તે અમારા પંઝામાં કોઇ દિવસ આવતી નહિં. તેના ઉપર અમારી દાઝ હતી. અમારી ચંડાળ ચોકડીએ તેણીને ફસાવી. તે બિચારી ફસાઇ તો ગઈ. પણ પાછળથી નાગણી બનીને ડંશી. હાય, હાય. એ વસ્તુની હું કલ્પના પણ નથી કરી શકતો. એમ કહીને ઉલ્લુએ કપાળ કુટયું, અને જોત જોતામાં આવેશમાં આવી ગયો અને ચોધાર આંસુએ રોવા મંડયો. છાતીમાં મૂક્કા મારી મારીને રોવા લાગ્યો. મેં એના હાથ પકડી લીધા. અને શાન્તવન આપવા પ્રયાસ કર્યો. થોડી વારે ડુસકાં ખાતો નરમ પડયો અને આગળ ચલાવ્યું. ભાઈ જેઠા! બેટા! મને મારી વિતક કહેવા દે. મારો પાપનો ભાર હલકો થવા દે. એ ચૂડેલે! રાંડ કાશીએ! મારા ઘરમાં જ નખોદ ઘાલ્યું અને મારી એકની એક કુમળી કળી જેવી દીકરીને એક શ્રીમંતના પંઝામાં ફસાવી દીધી અને તે...તે...શાહુચોરે–બદમાશે મારી દીકરીનું સર્વસ્વ હણી લીધું. અર્ધમૂએલ સ્થિતિમાં મોટરમાં નાખીને ગલીના નાકે તેને નાખી દીધી. રાતના બાર વાગ્યે ધણીએ તપાસના

અંતે પત્તો ન લાગવાથી પોલીસને રીપોર્ટ કરીને હું માથે હાથ દઇને ઘરમાં આવીને બેઠો. મારી સ્ત્રી માથુ કુટતી ચોધાર આંસુએ રોઈ રહી હતી. તેટલામાં લથડતા પગે દાદરના પગથીઆં ચઢતી, સરોજને મેં જોઇ. તેણીમાં એક પગથીઉં ચઢવાની શક્તિ નહોતી અને સાથે અમારી બીક હતી. હું ઉઠીને સામે ગયો. મને જોઇને તે કાંપી ઉઠી અને લથડીઉં ખાઇને ગડ ગડ ગડ કરતી કે દાદર નીચે પટકાઇ પડી. લોહી લુહાણ હાલતમાં હું તેને ઉપર ઉંચકી લાવ્યો. સરોજનો એ છેલ્લો શ્વાસ હતો...અને છેલ્લે શ્વાસે મારે કાને એક જ શબ્દ અથડાયો. બળાત્કાર...આટલું બોલતામાં તો તે ઉલ્લુનું મગજ હાથથી જવા લાગ્યું. તેના શ્વાસે શ્વાસમાં ઉશ્કેરાટ હતો. ચીસો પાડતો તે ઉભો થઇ ગયો અને સામેની દિવાલ ઉપર માથુ પછાડયું.

મેં તેને પકડી રાખ્યો. માથામાં સજ્જડ ઘા પડયો હતો. તેને લુગડેથી દાબવા પ્રયત્ન કર્યો. પણ ઉલ્લુનો ગુસ્સો ઉતરતો નહોતો.

છોડો ! મને છોડો. જેઠા ! જેઠા મને છોડ. જવા દે. મારી એ સરોજ પાસે. હું મારાજ પાપે બળુ છું. જગતમાં મારૂ કોઈ નથી. સરોજની મા એ લક્ષ્મી ! તું પણ સરોજની પાછળ ગઇ. મને એકલો કરી ગઈ. હાય ! હાય ! હાય ! રોતો કકળતો ઉલ્લુ જમીન ઉપર પછડાઈ પડયો. તે પાછો ઉઠયોજ નહિ. હાથ મૂકીને જોઉં છું તો ઉલ્લુનું પ્રાણ પંખેરૂ ઉડી ગયું હતું.

ઉલ્લુની પાછળ કોઈ રોનાર ન્હોતું કે ન્હોતું કોઇ સ્મશાન યાત્રા કરનાર. ઉલ્લુના મૃતદેહ ઉપર મારી આંખમાંથી બે આંસું ટપકી પડયાં.

# પસંદગીનાં લગ્ન

[લેખક શ્રી. અંબાલાલ નૃ. શાહ]

**પસંદગીનાં** લગ્ન થયા પછીનો દંપતીજીવનસમય કેવળ કલ્લોલ ને નિર્વ્યાજ ઉલ્લાસમાં જ વ્યતિત થતો હશે, એમ ઘણાકનું માનવું હશે. પરંતુ આ કેટલું સાચું છે તે અનુભવીઓ બરાબર કહી શકે. જીવનપર્યંત નભે એવું સનાતન સુખ જેને સાંપડયું છે એવી વ્યક્તિ મળી આવે તો એને માટે પસંદગીનાં લગ્ન કારણભૂત નહિ હોય–કંઈક જુદી જ વસ્તુ હશે. કોઈ પિતાને રાજી રાખવા પરણુતા હશે, તો કોઇકને માતાની મરજી સાચવવાની હશે. આવા દંપતીમાં દેખાતો જીવન કલહ પણ નહિ હોય. બન્ને સાથે ઘુમતાં હશે, સાથે વાંચતાં હશે, સાથે હસતાં હશે અને જ્યાં જ્યાં હશે ત્યાં બન્ને સાથે વિચરતાં હશે. આટલા ઉપરથી એમ માની લેવાને એ પુરતું કારણ ગણાશે, કે તેઓ અત્યંત સુખી છે?

બન્ને સમાનધર્મી છે, બન્ને સમાનપણે સંસ્કારી છે, બન્ને સમાન કેળવણી ધરાવે છે. તેઓ બધી રીતે સમાન છે એટલે એમનું ગાડું પણ સમાનપણે નભતું હશે, એમ માની શકાય ખરૂં? પરંતુ જેમણે આવાં દંપતીનાં જીવનની અન્તર્ગત સ્થિતિ નિહાળી છે તેઓ જ જાણે છે–તેઓ જ જાણી શકે છે, કે અત્યન્ત સમાનતા એજ જીવનમાં અસમાનતા છે, એ જ અથડામણ ઉત્પન્ન કરે છે.

લગ્ન પછી એક એવો કાળ આવે છે કે જ્યારે એમનો મોહ પૂરો થતો ગણાય છે. છતાં જીવનમાં તેમને અધૂરાશની ઉણપ જડી આવે છે અને એ એમની નિરાશા બને છે. એમના અમૃત જગમાં મૃત્યુ પ્રવેશે છે. તેમનાં પ્રેમામૃતના રસસિંચનમાં અમૃત ઊર્મિઓને બદલે જડતા દેખાય છે. ઉલ્લાસ અને ચિરંતન શાંતિ આપતી આશાની લહરીઓ આથમતી લાગે છે. હવે?

નિરાશામાં તેના હૃદયના ગહનતમ ખૂણેથી પ્રશ્ન ખણખણે છે. "તો પુરુષનો શો અર્થ? તે શું ભ્રમર નથી? તે રસપિપાસુ નથી? તેના નવજીવનની અમરતા માટે તેણે પુષ્પની પરિમલમ છૂપાવાનું નથી?"

બીજી વ્યક્તિ આ અશબ્દવાચા સાંભળે છે અને બળવાખોર ભાવે પ્રતિઘોષ કરે છે: "એટલે? તો શું સ્ત્રીને તું દાસી બનાવવા ચાહે છે? સ્ત્રી સ્વતંત્ર રહેવા સર્જાયલી છે અને જો પુરુષ ભ્રમર બનશે તો શું પુષ્પ એકને આધીન રહી શકશે? પુષ્પને ય ભ્રમરભોગ ગમે છે, એ જાણે છે? તેનેય દ્રૌપદી થતાં નહિ આવડે એ તેં કેમ જાણ્યું? દીપકની જ્યોતિમાં કેટલાંય પતંગિયાં ભસ્મીભૂત બન્યાં છે એ તો કંઈ નવી વાત નથી ને??

અથડામણની આ તો નાની શરૂઆત કહેવાય: આ બધી રહસ્યમય અથડામણની ગાથા કહેવાય. આન્તર્ગત અથડામણ ઘણીક-વાર જીવનપર્યંત પણ નભે છે અને ત્યાં લગી કંઇ વાંધો આવતો નથી; પરંતુ કેટલીક વ્યક્તિઓ આ બધા હૃદયમાં રહેલા તુમુલ યુદ્ધોને પ્રકાશ આપે છે. જીવનમાં તેનું મૂર્તિમંત આચરણ પણ કરી બતાવે છે અને પરિણામે જે બને છે તે આજના છાપાં છાપી નાખી જગતને ભડકાવી દે છે.

એટલે એ સ્થિતિ આવી લાગે છે કે પડદો ચીરાય છે: હૃદય છતાં થાય છે અને જગત જુએ છે, કે પરિણીત સ્નેહી જીવન પણ

થાકે છે, કંટાળે છે અને વિભિન્ન આત્મા માટે વલખા મારે છે. પુરૂષ તેની પ્રિયતમાની કોમલ કરઅંગુલિઓને સ્પર્શવાને બદલે દૂર ને દૂર ભાગતો જાય છે. ચૂંબનના ભીના આસ્વાદોમાં તેને વિષમતા દેખાય છે. મધુર આલિંગનોમાં નવીન આલિંગનોની સુધામય સ્મૃતિ યાદ આવે છે, અને પાપની કાલિમાને ધોવાને બદલે પાપમયતાભર્યા જીવનને રસમયતા માને છે.

અને જ્યારે આ સ્થિતિ આવી ઉભી રહે છે ત્યારે તેના આશ્ચર્ય વચ્ચે તે કંઇક નવું જ ભાળે છે. તેની પ્રિયતમા હવે જ 'પ્રિયતમા' બનવા પ્રયત્ન કરતી હોય છે.

ઘણીક વખત એથી ઉલ્ટી વાત પણ બને છે. પ્રિયતમથી કંટાળતી પ્રિયતમા છંછેડાય છે ત્યારે તેનો સ્નેહી પતિ, સ્નેહની બધી ઉર્મિઓ ખાલી કરે છતાં પણ તે નથી જ સમજતી. એટલે તે તેની પત્નીને વારંવાર વિનવતો હોય છે, તેનો પ્રેમ શાથી ઓટ અનુભવે છે, તેનું કારણ પ્રેમપુર્વક તે પૂછતો જ હોય છે અને બદલામાં પત્ની વિશેષ ને વિશેષ છંછેડાતી જ જતી હોય છે. આવી નિરાશાઓ અતિ સામાન્ય છે. આ નિરાશાઓ લગભગ બધે હોય છે જ.

આનું શું કરવું તે માટે મિત્રો પાસે સલાહ લેવાય છે. કેટલાક ડોકટરોનુ શરણું લે છે. પરંતુ આ ડાકટરો કે તેમના મિત્રો આમાં શું કરી શકવાના હતા ?

પતિ ગમે તેટલો ભણેલો હશે તો પણ તેનામાં જતે દહાડે એક વૃત્તિ તો રહેવાનીજ. તે તેની પત્ની ઉપર હુકમ કરવા ટેવાયલો છે અને એક દિવસ જયારે તે આમ અજ્ઞાતપણે પણ હુકમ છોડી મુકશે ત્યારે એટલા જ અભિમાનથી ટેવાયલી પત્નીનો મિજાજ કમાનમાંથી છટકવાનો.

પત્નીનું શરીરસૌન્દર્ય શું છે એની માહિતી પણ ઘણાંકને નથી. પરિણામે બન્ને વચ્ચે વૈમનસ્ય જન્મે છે. અસંતોષ એ મુખ્ય વસ્તુ છે.

અને એ અસંતોષની આગ ભલભલાના જીવનને ધૂળ કરી મૂકે છે. સામાન્ય અસંતોષ જતે દિવસે જોર પકડે છે અને એક દિવસે સમાધન અશક્ય બને છે. ત્યારે બન્ને સમજુ હોઈ, વિદ્વાન હોઈ અને નિર્ણયાત્મક શક્તિ સ્વાધીન હોઈ આખરી નીકાલ આવે છે, ત્યારે તે દુઃસહ બને છે.

જેને અંગેઅંગ સૌન્દર્યસ્રોત વહેતો હોય છે એ સ્ત્રીના અંગે-અંગની માહિતી હોવી અનિવાર્ય છે : દૃષ્ટિભેદ ભલે હોય, પરંતુ પ્રેમ એ મોહાધીન જ વસ્તુ છે, એ ભૂલ સર્વનાશ કરે છે, એટલા જ માટે નરી સુન્દરતાની નિર્જીવ મૂર્તિ જીવન નથી આપી શકતી. હૃદય અને સૌન્દર્યનું એકત્ર સ્વરૂપ એજ દયિતા છે : એજ જીવનનું અમર સ્વરૂપ છે.

અત્યારની સમાજવ્યવસ્થા એવી જ છે, કે પુરૂષને જેટલો ઠપકો આપી શકાશે તેટલો ઠપકો કે દોષ સ્ત્રીને નહિ આપી શકાય. સમાજ-વ્યવસ્થા આજે ક્રાંતિ તરફ હંકારાઈ રહી છે એ સાચી વાત છે, છતાં આજની કુમારિકાને તેના ભાવીની કશી ખબર નથી. તેનું અજ્ઞાન એટલું ભારે હોય છે કે પુરૂષો તેનો સારી રીતે દુરુપયોગ કરતા હોય એમ લાગ્યું છે. પુષ્પનિર્દોષ કુમારિકા તેના ભાવિ પતિની પસંદગીમાં એટલી બધી નિર્દોષ અને ભોળી છે, કે તે અનેક સ્નેહીઓની ભૂલભૂલામણીમાં પણ પડી જાય છે. તેની પસંદગીનું ક્ષેત્ર બહોળું બને છે એમ એટલી જ તેની કાર્યશક્તિની ઉણપ ઉઘાડી પડી જાય છે.

ભાઈ અને પતિ, ભાઈ અને મિત્ર, ભાઈ અને પરિચયકાર વચ્ચે નો તફાવત સમજતા પણ તેને વાર લાગે છે. જ્યારે તે આ બધું સમજે છે ત્યારે તે તેના પતિની ઇચ્છાને વશ થવા તૈયાર પણ નથી હોતી અને એ વૈમનસ્યનું બીજારોપણ બને છે.

સ્ત્રીનું શરીર એ પુરૂષનું શરીર નથી. જેને માથે ભારે જવાબ-દારી છે, જેને જગતમાં માનપૂર્વક ફરવાનું છે, જેની કીર્તિને જોખ-

માતાં વાર લાગતી નથી, એવી એકે કુમારિકાને પુરૂષના સહવાસમાં ભય-સ્થાન છે એ ગોખી રાખવાની ખૂબ ખૂબ જરૂર છે. ઘણીયે કુમારિકાઓ અણસમજમાં ગર્ભ રહ્યો જાણી ગભરાઇ જાય છે અને આપઘાતનું સાહસ વિચારે છે. કેટલીયે સ્ત્રીઓ આ સ્થિતિમાં બાળહત્યા કરી બેસે છે. ઘણીયે બજારૂ સ્ત્રી–વેશ્યા–બની જાય છે. અસંખ્ય છૂપી વેદનાઓનો ભોગ બનવા કરતાં તેના યાર સાથે કે ગમે તે વિધર્મીને ઉપાડીને ભાગી જવાની હિમ્મત સેવે છે. આ બધામાં એકજ વસ્તુ કારણભૂત છે અને તે તેમની અજ્ઞાન અવસ્થા.

યોગ્ય સમય થવા પહેલાંનાં લગ્નોને સ્નેહલગ્નો કહેવાં એ પણ પાપ છે. અઢાર વર્ષની ઉમર થઇ માટે તે બધું સમજી ગઇ છે એ માન્યતા પણ બરાબર નથી. આપણી સમાજ–વ્યવસ્થા એટલી અધૂરી છે, કે આ વિષયમાં તેને પૂરૂં સ્થાન પણ નથી. આવી સ્ત્રીઓને પરણી પુરૂષ તેનું બળજબરીથી હરણ કરે છે એમ જ કહેવું જોઇએ. એવી સ્ત્રી સંસારની લિજ્જતમાં શું સમજવાની હતી? એ તો તેનો આપઘાતી માર્ગ છે અને એ માર્ગ માટે માબાપોએ અને કાયદાએ મંજુરી આપેલી છે. માટે સંમતિ માનવી જ જોઇએ, એમ ને? વેશ્યા જેવા આ ખરીદાયેલા પ્રેમની કિમ્મત શી?

આવો પુરૂષ વિમાર્ગે જવા પ્રેરાય છે. તેની પત્નિ તેને સાથ આપતી નથી–તેની પત્નિ શરીર વેચવા તૈયાર નથી, એટલે એને માટે જે માર્ગ ખુલ્લો રહે છે તે તે પકડે છે અને તેને સત્કારતી વેશ્યા-ઓથી તે પ્રફુલ્લીત રહેવા પ્રયત્ન કરે છે.

પછી એક દિવસ આવે છે અને તેની પત્નિને હવે પત્નિજીવન જીવવાની ઇચ્છા થાય છે. પરંતુ હવે તેના પતિને રખડવાની ટેવ પડી ગયેલી હોય છે અને તે છૂટવી મુશ્કેલ લાગે છે. આ બંને વચ્ચે ઉત્તર-દક્ષિણનું અંતર પડી ગયેલું હોય છે, તે કેમ મટે?

કેટલાક સંજોગોમાં પતિ આદર્શવાદી હોય છે. તેણે સ્નેહલગ્ન કર્યાં હોય અને તે સ્નેહલગ્નમાં બ્રહ્મચર્યજીવન સ્થાપે છે. પુરૂષે ગાંધીજીનો જીવનમર્મ ઝીલ્યો છે, પૂર્ણ બ્રહ્મચર્ય એ દંપતીજીવનની સાચી ચાવી છે. એનું તે હંમેશાં રટણ કર્યા કરતો હોય છે. તેની યુવાન પત્નીની આગળ તે આજ વસ્તુનું પ્રતિપાદન કરતો હોય છે. પત્ની એટલી જ ભણેલી છે; જીવનઆદર્શનો તે પણ ખ્યાલ રાખતી હોય છે. આ બધું છતાં તેની પત્નિ જીવનપર્યંત બ્રહ્મચર્યમાં નથી માનતી. તે મોઢા ઉપર આ વાત લાવતી નથી–મૌનપણે તે આ બધું ચલાવી લે છે અને હૃદયમાં બળતી રહે છે.

તે સૂકાતી જાય છે. હૃદયરોગ લાગુ પડે છે. તેની આશા નાશ પામી હોય છે. તે તેની ગણત્રીમાં ભૂલી લાગે છે.

મને બરાબર આવો એક દાખલો યાદ છે. તેમના જીવનમાં આ જ બળાપો હતો. બન્ને આટલાં સજ્ઞાન છતાં તેમની જીવનચર્યાની ઊણપ તેનો પતિ ન જ સમજી શકયો. પત્ની જીવનનો અંત લાવવા ઇચ્છતી હતી–આપઘાતથી નહિ, કુદરતી અંત આવે તે રીતે. તે સદા જલતી હતી અને એક દિવસે તેનો એવો અંત આવી ગયો. તેના મરણ બાદ તે એક પત્રમાં લખતો જણાયો હતો કેઃ તેની મૃત પત્નીમાં એક વરૂ જેટલી વાસના–હિંસા ભરેલી હતી. તે તે બરાબર જાણતો હતો, પણ તેના અવસાનથી તેની એટલી ચિંતા નાબૂદ થઈ છે. આ દંપતીજીવન–આ પરણીત જીવન–આ સહજીવન :

પરણવું શા માટે! બન્નેએ એકબીજાને પ્રથમથી સમજી લેવાની જરૂર છે. પાછળથી ગેરસમજૂતો થાય, આક્ષેપો થાય તેના કરતાં એટલું મોડું પરણાય એ વધારે ઇચ્છાવાજોગ છે. પસંદગીનાં પરણેતર વધારે ફળે તે માટે આટલું વિચારવું શું આવશ્યક નથી?

●

# "એ ચીસ–"

[ લેખક શ્રી. રામભાઇ ત્રિવેદી ]

**પ્રા**ગડના દોરા ફૂટયા હતા. મોં સૂઝણું થયું હતું. પૂર્વ આફ્રિકાના જંગલના વિકટ માર્ગે ઠોકર ખાતાં ખાતાં ચાલેલાં ગધેડાં પણ હવે તો થાકવા આવ્યાં હતાં. ઉપર બેઠેલા અરબોના મુખ પર પણ કંટાળો અને મુસાફરીનો થાક સ્પષ્ટ જણાતો હતો.

ચાલતાં ચાલતાં એક થાકેલ ગધેડે ઠોકર ખાધી અને ઘૂંટણભર થઇ ગયું. ઉપર મૂકેલ ખાંડનું છાલકું જરાક નમી ગયું, મુસાફરો વચ્ચે થતી વાતચીત અટકી પડી. છાલકું સરખું કરી બધાએ ચાલવાનું શરૂ કર્યું.

બાલસૂર્ય પૃથ્વીના પૃષ્ઠભાગને પોતાનાં કોમળ કિરણોથી પંપાળી તેને જાગૃત કરી રહ્યો હતો. ધીમે વાતા પવને વૃક્ષોને સૂર્ય તરફ નમાવ્યાં. પક્ષીઓના કિલકિલાટથી જંગલ સંગીતમય બની ગયું.

રાત્રે બિહામણું લાગતું આફ્રિકાનું જંગલ દિવસે અને તેમાં પણ ખાસ કરીને પ્રાતઃકાળે વધારે રૂડું લાગે છે.

વિકરાળ પશુઓથી ભરપૂર આ જંગલમાં માટીની દિવાલોવાળાં, નાળિએરીનાં પાંદડાંથી છાએલાં આફ્રિકન પ્રજાનાં ઝૂંપડાં વધુ દીપી ઊઠે છે.

ઈશ્વરથી ડરીને ચાલનારા માણસો વેપાર કરી શકે છે. પણ તે પેટપૂરતું જ કમાઈ શકે છે. વેપારીઓની રીતે કહીએ તો એવા માણસોથી કંઈ ભલીવાર થતી નથી. તેનાં છોકરાં ઘૂઘરે ન રમી શકે. વેપારમાં તો કૂડકપટ કરનાર, દગા ફટકા આચરનાર અને વખત આવ્યે ગ્રાહકની ગરદન પર છરી ફેરવનાર માણસો જ ફાવે છે અને તેઓ જ મોટા વેપારી થઈ, પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકે છે. ગુલામીના વેપારમાં પણ આજ તત્ત્વો હતાં. પણ સ્વરૂપ જરા જુદું હતું. કેટલાક અરબો બંદૂકની નાળથી, અજ્ઞાન જંગલી મનુષ્યોને ડરાવી, અરે, જરૂર પડયે બે ત્રણ માણસોનાં લોહી વહેવડાવી ગુલામોને પકડી લાવતા. તેઓને વેચી શ્રીમંત થતા.

ઉપર જણાવેલ રાતની રાત મુંસાફરી કરનારા અરબો સ્વાહીલીઓને ફોસલાવી; પ્રલોભનો આપી લઈ જનારા કુનેહબાજ વેપારીઓ હતા. તેમણે તાજેતરમાં એક નવી યુક્તિ શોધી હતી અને કસોટી કરવા તેઓ આ સફર કરી રહ્યા હતા.

આફ્રિકન પ્રજાને ઝૂંપડે ઝૂંપડે ચેતનવંતું જીવન નજરે ચડે છે. જે પ્રજાને પોતાના ખોરાકની શોધ દરરોજ કરવી પડે છે તેને આળસ કેમ પોસાય? પુરૂષો તીર કામઠાં લઈ શિકારે જવાની તૈયારી કરતા હતા. બાળકો પોતાની માતાને મદદરૂપ થવા ચીંધ્યું કામ કરતાં હતાં અને ઓરતો ઝૂંપડાની આજુબાજુનો પ્રદેશ સ્વચ્છ બનાવી પોતાનું કાર્ય કરી રહી હતી.

આર્ય પ્રજાની આતિથ્ય ભાવના સમુદ્ર કિનારે વસી રહેલ આ કાળી પ્રજામાં ક્યાંથી આવી તે તો પ્રજાનો ઇતિહાસ જાણનારા નિષ્ણાતો જ કહી શકે. પણ એટલું તો ચોક્કસ છે, કે આ લોકોમાં–કે જેઓ હજુ સુધરેલી પ્રજાના સંસર્ગમાં નથી આવ્યા તેઓમાં આર્ય પ્રજા જેટલી જ આતિથ્યભાવના ટકી રહી છે.

અરબ વેપારીઓ ધીરે ધીરે ઝૂંપડાં તરફ આવી રહ્યા હતાઃ

દૂરદૂરના ગામડાંમાં વસતી આ પ્રજા એક બીજાના સંસર્ગમ બહુ ઓછી આવતી. છતાં પણ લાંબી દાઢી અને ચૂંચીઆંખોવાળા ગુલામોના વેપારીઓની અનેક કથાઓ તેમના સાંભળવામાં આવી ચૂકી હતી. દૂરથી આવતા અરબોને જોતાં જ ઓરતો અને છોકરાંઓ બીકના માર્યાં થંભી ગયાં. સાંભળેલી દંતકથાના લોહી તરસ્યા રાક્ષસો તેમની નજર સમક્ષ આપ્રજનોનું લોહી ચૂસવા આવતા જણાયા. ઉપાડી શકાય તેવડાં બાળકોને ઉપાડી અર્ધનગ્ન ઓરતોએ ઝાડીનો રસ્તો લીધો. પડતાં આખડતાં બાળકો ફાવ્યું ત્યાં નાસવા લાગ્યાં. ઘડી પહેલાંનું નંદનવન જેવું ગામડું પળવારમાં ખાલી થઈ ગયું.

આ બધાંને ભાગી જતાં જોઈ અરબ નાયકે બૂમ પાડી કહ્યું. "મ્સીઓ ગોપે" (ડરશો નહિ) "સીસી વાગેની" (અમો અતિથિ છીએ)

એક કુમારમાં હિંમત આવી તે ઊભો રહ્યો. અરબોએ તેની સાથે ઘણા જ પ્રેમથી "જામ્બો" (રામ રામ) કર્યા અને તેનો હાથ ચૂમ્યો. છોકરાએ હસતે મોઢે રામરામ ઝીલ્યા અને સામસામા ખબર અંતર પૂછાયા.

વાતચીત પરથી છોકરાને જણાયું, કે આવા ભલા માણસો કંઈ ગુલામોના વેપારી નહોય. નકામા અમારા લોકો ડરી મર્યા. ગુલામોના વેપારીઓ આટલી મીઠી ભાષા બોલી શકે જ નહિ. લોહીનો વેપાર કરનારાની ઝબાનમાં આટલું માધુર્ય સંભવેજ નહિ. તેને બિચારાને કયાં ખબર હતી, કે સુધરેલી દુનિયાનાં માણસો ઈશ્વર તરફથી મળેલ આવી મિઠાશનો ઉપયોગ છેતરપીંડી કરવામાં જ કરે છે.

છોકરે જંગલનો રસ્તો લીધો. પોતાનાં માણસો પાસે, આવેલ અતિથિઓની હકીકત કહેવા ઉપડયો. ઝાડીમાં સંતાએલાં માણસોને

તેને જીવતો જાગતો આવતો જોઈ આશ્ચર્ય થયું અને તેની આજુ બાજુ ટોળું વળી ઊભાં રહ્યાં. અનેક પ્રશ્નો પૂછી છોકરાને મૂંઝવી દીધો.

છોકરાએ બધાને સમજણ પાડી, કે આવનાર માણસો બિચારા ભૂલા પડયા છે. તેઓ ઘણા માયાળુ અને ભલા છે.

બૈરાંઓને વિશ્વાસ ન આવ્યો પણ બીજા બે ત્રણ કિશોરો તેની સાથે આવવા તૈયાર થયા. એકે કહ્યું "તમો બધાં છૂપાઈ જાઓ. આ કહે છે, તે હકીકતની અમો તપાસ કરી આવીએ."

તેઓને આવતા જોઈ, અરબોએ આપસઆપસમાં આંખના મિચકારા માર્યા અને પોતાના પાસા સવળા પડતા જોઇ, આકાશ તરફ નજર કરી, ખુદાનો ઉપકાર માની દાઢી પર હાથ ફેરવી, ઊંડો શ્વાસ લઈ આંખોને જરા વધારે ઝીણી બનાવી.

રામ રામનો વિધિ પતાવા અરબોએ કહ્યું "અમારાથી કેમ ડરો છો ? અમે શયતાન નથી તેમ જ સિંહ પણ નથી. તમારા જેવા જ માણસો છીએ. આવો આવો."

સિંહથી આ પ્રજા ડરતી જ નથી. અને ડર્યે પાલવે પણ કેમ ? ગિરનાં જંગલમાં રહેતાં દૂધમલિયાં આહિર કે ગોપ બાળકો સિંહથી ડરે તો ગિરમાં શી રીતે રહેવાય ? જો આ લોકોને બદલે ચાર સિંહો આવ્યા હોત, તો કયારનાએ યમસદનમાં પહોંચી ગયા હોત. સાક્ષાત શયતાનો આવ્યા હોત તો પણ તેમની માન્યતા પ્રમાણે એકાદ બે માણસોને ભરખીને ચાલ્યા જાત. પણ આતો માનવીના ખોળિયામાં ઢંકાએલા શયતાનો હતા. માનવીની કુનેહ અને શયતાનની ક્રુરતા બન્નેનો સુમેળ સાધેલા આદમીઓ હતા. જેઓનો સૂક્ષ્મ ખોરાક આફ્રિકન પ્રજાના લોહીનો હતો.

છોકરાઓ પાસે આવ્યા. અરબોએ ઘણા જ હેતથી તેમને પાસે બોલાવ્યા. ગામના ખબર અંતર પૂછયા, અને પ્રેમથી વાંસામાં હાથ

ફેરવતાં કહ્યું " અમારે ત્યાં તમારા જેવા જ છોકરાઓ છે. તમને જોઈ તેમની યાદ તાજી થાય છે. અને તેથી અમોને ઘણો જ આનંદ આવે છે. "

કહે છે, કે અજગર પોતાના ભક્ષ્યને ગળતાં પૂર્વે પોતાની લાળ ભક્ષ્યના શરીરે ચોપડી તેને ચીકણું બનાવે છે. આ લોકોએ પણ તેમ જ કર્યું. અનેક મીઠી વાતો કરી. છોકરાઓને ખાત્રી થઈ, કે આ માણસો તો ભગવાનના જેટલા જ ભલા છે.

આફ્રિકન કુમારો ઊઠ્યા. "આવા માણસોથી તે ડરવાનું હોય?" એવો મત બાંધી પોતાનાં માણસો તરફ રવાના થયા.

તેઓએ બધાંને અતિથિઓની ભલાઇની વાત કરી. બધાં ડરતાં ડરતાં પાછાં આવી પોતાને કામે વળગ્યાં. પુરુષો પણ શિકારેથી પાછા આવવા લાગ્યા. નાળિયેરીનાં ઝાડ નીચે આશ્રય લેતા દાઢી વાળાને જોઈ તેઓને પણ થોડો ગભરાટ થયો પણ બધાંને કલ્લોલ કરતાં જોઇ તેઓની બીક ઓછી થઈ. અને દરેકે સામી મળતી પહેલી વ્યક્તિને પહેલો પ્રશ્ન એ પૂછયો, કે "આ કોણ છે?"

"માર્ગ ભૂલ્યા મુસાફરો છે. રાતની રાત રોકાઇ બધા ચાલ્યા જશે અને બધા ઘણા ભલા માણસો છે." આવા પ્રત્યુત્તરે બધાને થોડો સંતોષ થયો.

પુરુષોએ પણ બીતાં બીતાં તેમની મુલાકાત લીધી અતિથિઓએ તેમને પણ ખાત્રી કરાવી દીધી, કે ન છૂટકે જ તેઓ આ તરફ આવ્યા છે. અતિથિઓનાં દર્શન કરવા સ્વાહીલી ઓરતો આવી. ઉત્સુકતા શમાવવા નાનાં બાળકો આવ્યાં, ગામનો શેહા (મુખી) પણ આવ્યો. અરબોએ પોતાના કોથળામાંથી જુદી જુદી ચીજો કાઢી બધાને બતાવી. મધરાશીના એક નાનકડા ટુકડાની અને ચળકાટ મારતા એક ચપ્પુની બક્ષીશે શેહાને ખૂશખૂશ કરી દીધો.

પોતાના ત્રણચાર માણુસો સાથે મસલત કરી શેહાએ ન્ગોમા (નૃત્ય) દ્વારા અતિથિઓને રીઝવવાનું નક્કી કર્યું.

. આફ્રિકન પ્રજાના જીવન સાથે નૃત્ય અને સંગીત ઓતપ્રોત થઈ ગયાં છે. કોઈ પણ શુભપ્રસંગ નૃત્ય વિના ઊજવી શકાય જ નહિ. વળી તહેવારને દિવસે નૃત્ય તો હોવું જ જોઇએ અઠવાડિયામાં એક વખત વરસાદ ન આવે, તે આ પ્રજા માને છે કે ઈશ્વર રિસાયો છે અને તેથી જુમા (શુક્રવાર)ને દિવસે નૃત્ય દ્વારા ઈશ્વર પ્રાર્થના કરી. વરસાદ મોકલવા વિનતિ કરે છે. કોઈને ઘેર કામકરતો ચાકર કામે જતાં રસ્તામાં નૃત્યના બે ઠેકા મારી લે છે. મજૂરી કરતા મજૂરો ન્ગોમા માં ગવાતાં ગીતો ઘણી જ લહેરથી ગાતા હોય છે. આમ આ લોકોના જીવનમાં નૃત્ય અને સંગીત વણાઈ ગયું છે.

સાંજના પાંચેક વાગ્યાના સમયે ન્ગોમા માટે ખાસ તૈયાર કરેલ ચોગાનમાં બધાં એકઠાં થયાં. પુરુષોએ હાથમાં ભાલા લઈ સંઘનૃત્ય શરૂ કર્યું. ઢોલકના તાલ સાથે પડતા પુરુષોના જોરાવર પગોથી ધરતી ધ્રૂજી ઊઠી. વચ્ચે ફરતા માણસે આનંદનો પોકાર કરી વાતાવરણ ગજવી મૂકયું.

અરબોએ કૂડકપટથી રહિત, અર્ધનગ્ન પણ કુદરતને ખોળે ઉછરેલાં આ માણસોનાં પડછંદ શરીરો જોયાં. તેમનામાં શરીર સૌષ્ઠવ જોવાની આંખો હતી પણ તે એટલા જ પૂરતી કે વધુ ઘાટીલું શરીર આપણને શ્રીમંતાઇને રસ્તે વહેલું લઇ જશે.

નૃત્ય ખલાસ થયું. શેહાએ બધાંને બેસી જવાની આજ્ઞા કરી. બધાં અવ્યવસ્થિત રીતે ગોઠવાયાં અને મહેમાનો તરફ જોવા લાગ્યાં.

અરબનેતાએ ઊભા થઈ શરૂ કર્યું. “અમો રસ્તો ભૂલ્યા તે ઠીક કર્યું. નહિતર તમારા જેવાં માણસોના સહવાસમાં ક્યાંથી આવત ?”

"અમારે તમારી માફી માગવાની છે, કારણુ કે અમારા કેટલાક ભાઈઓ તમોને ડરાવી, મારમારી પકડી જઈ વેચી નાખતા હતા. એ કાળા કામના કરનારા અમારા ભાઇઓને લીધે અમોને શરમ આવે છે. પણુ હવે તમારે કોઇથી ડરવાનું નથી. કારણુ કે થોડા વખતથી નવા સુલતાન આવ્યા છે. તેમણે કાયદો કર્યો છે, કે કોઈથી પણુ ગુલામો પકડી શકાશે નહિ અને જે પકડશે તેના હાથ પગ બાંધી ભૂખ્યા સિંહોની પાસે મૂકી દેવામાં આવશે. તેમણે ઘણા સિંહો પાળ્યા છે. અને અમોએ ગુલામોના ઘણા વેપારીઓને સિંહના પંજાથી મરતાં અમારી સગી આંખોએ જોયા છે. હવે તો તે ધંધો તદ્દન બંધ થઇ ગયો છે. માટે તમો બધાં આનંદ પામો અને ઈશ્વરનો પાડ માનો."

અરબ થંભ્યો. પોતાની દાઢી પર હાથ ફેરવી બધાના મુખ તરફ જોયું અને ધારી અસર થાય છે એમ જોઈ સંતોષ અનુભવ્યો. વળી આગળ ચલાવ્યું.

"અમો અમારા ગામ તરફ જઇએ છીએ. અમોને કોઇ પણુ જાતનું દુઃખ નથી બધી વાતે સુખી છીએ. પણુ લાચાર છીએ કે અત્યારે તો અમારી પાસે ખાસ કંઇ નથી કે તે તમોને આપી રાજી કરી શકીએ. થોડીક રેતી અને ગારો છે. અમારે ત્યાંની રેતી તમારી રેતી જેવી નથી. અમારે ત્યાં પુષ્કળ વરસાદ થાય છે. અને તેથી ગારો પણુ ખૂબ થાય છે. પણુ તે ગારો તમારા ગારાથી જુદી જાતનો હોય છે. તમોને નવાઇ લાગશે પણુ અમારે ત્યાંની રેતી અને ગારો ખાય શકાય છે. જુઓ હું તમને બતાવું"

પાસે પડેલી ખાંડની ગુણીમાંથી બે મુઠીઓ ભરી શેહાને બતાવી. શેહાએ કબૂલ કર્યું કે સફેદ રેતી જ છે. અરબે ખાંડનો ફાકડો ભર્યો અને શેહાને પણુ એક મુઠી ખાંડ આપી ખાવા કહ્યું. શેહાએ પ્રથમ જરાક ચાખી જોયું અને પછી બધી આરોગી ગયો. અને જાહેર કર્યું,

કે ખરેખર ઘણી જ મીઠી રેતી છે. અરબે મુઠીઓ ભરી ભરી બધાંમાં લહાણી કરી. બધાએ આશ્ચર્યથી ચાખી. બધાંને એક જ વિચાર આવ્યો, કે આપણે ત્યાં પણ આવી જ રેતી થતી હોય તો કેવું સારૂં !

અરબે બીજો દાવ ફેંકયોઃ "જુઓ હવે હું અમારે ત્યાંનો ગારો બતાવું." એમ કહી હલવાનું એક મોટું ચોસલું લાવી, થોડું પોતે ખાધું અને પૂર્વવત્ શેહાને ખવરાવ્યું. શેહા રાજી રાજી થઈ ગયો. હલવાની લહાણી શરૂ થઇ.

"અમારે ત્યાં કોઇ આનો ભાવ પણ પૂછતું નથી. જેટલું જોઈએ તેટલું મફત લઇ જવાની છૂટ છે." બધાંએ એકબીજાના સામું જોયું.

"વળી અમારું ગામ અહીંથી બહુ દૂર પણ નથી. ફકત દોઢેક દિવસનો રસ્તો હશે. અમારી સાથે કોઇ આવશે તો તેને ઘણી જ ખુશીથી ઉપાડી શકશે તેટલી રેતી અને ગારો આપીશું. તમોએ અમારા પર ઉપકાર કર્યો છે. તેના બદલામાં તમારે માટે જેટલું કરીએ તેટલું ઓછું છે." અરબે પોતાની જગા લીધી.

ફરી બધાંએ એક બીજાના સામું જોયું અને અંદર અંદર વાત થઈ, કે જો ફકત દોઢ જ દિવસનો રસ્તો હોય તો શા માટે આવી સ્વાદિષ્ટ વસ્તુ ન લઈ આવવી ?

શેહાએ ઊભા થઈ કહ્યું " અમારામાંથી ઘણા ભાઇઓ તમારી સાથે આવવા તૈયાર થશે આપ જો તેમને રેતી અને ગારો આપશો તો અમે તમારો ઉપકાર ભૂલીશું નહિ."

બીજે દિવસે દસેક યુવાનો અને છ સાત ઓરતોની ટોળી સાથે અરબોએ પોતાના ગામનો રસ્તો લીધો. જતાં જતાં "ઘણું લાવજો"ની ભલામણ દરેકે કરી અને ખાત્રી પણ તેવી જ અપાણી.

ગામમાં આવ્યા બાદ અરબોએ ગુલામોને પૂરી રાખવાના ખાસ

પ્રકારના ઘરમાં બધાંને ઉતારો આપ્યો. "હમણાં જ આવીએ છીએ" એમ કહી અરબોએ વિદાય લીધી. બહારથી સાંકળ દેવાયાનો અવાજ બધાંએ સ્પષ્ટ સાંભળ્યો પણ આ લોકોની એવી પ્રથા હશે એમ ધારી બધાં બેસી રહ્યાં.

* * *

આજે ગુલામોનું બજાર ભરાવાનો દિવસ હતો. બધાંને બહાર કાઢવામાં આવ્યાં. શંકાસમાધાન માટે પૂછવામાં આવતા પ્રશ્નોનો ઉત્તર અરબોની મીઠી જીભો આપે તે પહેલાં તો અરબોના હાથમાં શોભી રહેલ કોરડા જ આપી દેતા. અને આવા જવાબથી તેઓને સંતોષ થયો છે એમ માની લેવામાં આવતું.

તેઓની જાતના જ મનુષ્યોની હરોળમાં બધાંને ઊભા રાખવામાં આવ્યાં.

ચારિત્ર્યહીન માણસો કે જેઓને ગુલામો ન ખરીદવા હોય તેઓ પણ આ બજારની મુલાકાત લેવાનું ચૂકતા નહિ. કારણ કે માલ જોવાના પૈસા લેવાનો રિવાજ હોતો નથી. તેવા જ એક પરદેશીએ એક સુદૃઢ શરીરવાળી યૌવનને આંગણે પ્રવેશી ચૂકેલ ગુલામડીના શરીર પર હાથ ફેરવી પોતાની અધમતા બતાવી. બાઈએ એક તીણી ચીસ નાખી. પ્રેક્ષકો, વેપારીઓ અને ગ્રાહકો હસી પડયા. તેમના ખડખડાટ હાસ્યમાં બાઇની તીણી એ "ચીસ..." સમાઈ ગઈ.

●

# છેલ્લા જુહાર

[ લેખક શ્રી. "નારાયણ" ]

**કાળી** રાતની વાત રચાતી હતી.

આકાશમાં ટમટમતા તારલાઓ મૂક સાક્ષી બનવાના વિચારે મુંઝાતા હતા. કડકડતી ઠંડીને પોતાના વિરાટ સ્વરૂપમાં સમાવી વાયુ કરુણ સ્વરે રૂદન કરતો હતો. આ સિવાય આખી યે સીમ સુમસામ હતી. પશુ અને પંખીની હીલચાલ અટકી ગઈ હતી. શીતલતાની દેવી ફક્ત રૂદ્ર સ્વરૂપે વાતાવરણમાં વિચરી રહી હતી.

મધરાતના એ અઘોર પહોરમાં ધનો ઉતાવળાં ડગ ભરતો જતો હતો. તેના અંગ ઉપરના જર્જરિત કેડિયાને વારંવાર છાતી સરસું દાબી ઠંડીથી બચવા તે વ્યર્થ પ્રયત્ન કરતો હતો.

એક પછી એક નિઃશ્વાસ તેના મુખથી સરી રહ્યા હતા. અસહ્ય આઘાતથી તેનું અંતર વલોવાઈ રહ્યું હતું. આટલું જાણે તેના માટે બસ ન હોય એમ ધારી શીતલતાની એ ક્રૂર દેવી તેના પર એક પછી એક કારમા પ્રહાર વાયુ વડે વરસાવી રહી હતી.

ધ્રૂજતાં ધ્રૂજતાં પણ રહ્યું સહ્યું બળ અજમાવી તે આગળને આગળ ધપી રહ્યો. લક્ષ્ય સ્થાને પહોંચવા સિવાય બીજો એક પણ વિચાર તેના હૈયામાં ન હતો.

છેવટે એ સ્થળ આવી ગયું. ધનાના પગ થંભી ગયા. ક્ષણભર તેનાં મુખપર એ સ્થળને નીરખવાથી આનંદની એક આછી ઝલક આવી ગઈ. બીજી પળે તો નિરાશા અને તીવ્ર વિષાદથી ભરપૂર ઉષ્ણ નિઃશ્વાસ તેનાથી મુકાઈ ગયો.

આંતરવેદનાથી તેનું આખું અંગ સળગી રહ્યું.

"ચોખટીયું" ધીમો આછો ચિત્કાર તેના મુખથી સર્યો.

"અરે ! અરે ! તું ક્યાં ગયું ?"

બીજી ક્ષણે તો તેના છાતીફાટ રૂદનથી રાત્રિની ઘોર શાંતિ કંપી રહી.

ધનો સુજપરાનો એક સામાન્ય ખેડૂત હતો. મિલકતમાં બાપદાદાના સમયથી ઊતરી આવેલ એક ફક્ત ચોખટીયું તેને મળેલ હતું. ધનાને એ પ્રાણથીયે પ્રિય હતું. ઘણો ખરો વખત ધનો ચોખટીયામાં જ વિતાવતો. ન છૂટકે જ તે પોતાની ઝુંપડીએ જતો. ચોખટીયું પણ તેનો નિર્વાહ સારી રીતે થાય એટલું અનાજ પૂરૂં પાડતું. આસપાસનાં બધાં ખેતરોમાં ચોખટીયાની જમીન ઉત્તમ ગણાતી.

ધનો સુખી હતો. તેનું સુખ સંતોષમાં વસતું જગતની તેને દરકાર ન હતી. સરલ શાંત જીવન તે વિતાવતો.

પરંતુ કાળનું ચક્કર કદી સરખું ફરે છે? ધનાના ગ્રહ પણ પલટાયા. એક દિવસ કાળા પટેલની આંખ ફરતી ફરતી ચોખટીયા પર જઈ ઠરી.

આખા ગામમાં કાળો પટેલ સૌથી શ્રીમંત. નાતનો તે આગેવાન હતો. રાજદરબારનો તે માનીતો હતો. તે જે ધારે તે થાય એમ કહેવાતું.

કાળા પટેલના વૈભવમાં જરાએ ન્યૂનતા ન હતી. સુજપરા અડધો આઉ હોય ને તેની મેડી ઝળકતી. ધીરધારનો તેનો ધંધો ધીકતો હતો.

ગામનાં ઘણા ખરા ખેડૂતોનાં ખાતાં તેને ત્યાં હતાં. ધનોપાર્જનના તેના વ્યવસાયમાં ખોટને જરાએ સ્થાન ન હતું છતાં રાતને દિવસ એક જ ચિંતા તેને ઘેરી રહેતી : 'હજુ લાખની મુડી થઇ નહિ.'

લક્ષ્મી પ્રાપ્ત થવાથી લક્ષ્મીની ભૂખ ઘટે કે વધે એ કોણ કહી શકે? રંકની ધનતૃષ્ણા સાથે ધનલાલસાની સરખામણી થાય તો?

લખેશરી બનવાને કાળા પટેલના અંતરમાં અનેક યુક્તિઓ ઘડાતી. દ્રવ્ય પ્રાપ્તિનાં સ્થાનની શોધમાં અનુભવી બનેલ તેની આંખ બ્રાહ્મણોથી માંડી ચમારોના કજીયા સુધી ચોમેર ઘૂમી વળતી. નવનવા પાસા એ નજરમાં ગોઠવતા, અનેક હૈયાનાં રુદનનાં કારણો એમાં રચાતાં.

એક દિવસ એ આંખમાં ચોબટીયું વસી ગયું. એ ખેતરનો મોલ સૌથી સરસ હતો. એ ખેતર કોનું હતું તેની કાળા પટેલે તપાસ કરી. ત્યારથી ધનો તેમના દાવની સોગટી બની તેમના હૃદયમાં રમી રહ્યો.

અને એક દિવસ દૈવ કાળા પટેલની મદદે દોડયું. ધનાનો વૃદ્ધ પિતા થોડા દિવસની માંદગી ભોગવી મૃત્યુ પામ્યો. તરતજ કાળો પટેલ ધના પાસે પહોંચી ગયા. ધનાએ તેમનો ઉચિત સત્કાર કરી પોતાનો જૂનો ખાટલો બિછાવી આપ્યો.

બેસતાની સાથે જ કાળા પટેલે પૂછયું "ધના! ડોસાની પાછળ શું વિચાર રાખ્યો?"

"એક દિવસ ગામ જમાડીશ, કાકા!"

"અને નાત નહિ તેડે?"

"નાત તો શી રીતે બોલાવું કાકા! ગયું વરસ તો કેવું પાકયું તેની તમને કયાં ખબર નથી?"

"અરે, રાખ રાખ હવે. વરસની વાત નકામી શું કરવા વચમાં

લાવે છે? આટલે વરસે ડોસો ગયા ને તું આમ પાણીમાં બેસે છે? જરા વિચાર રાખ, વિચાર!"

" કાકા વિચાર તો ઘણોએ થાય છે પરંતુ એટલી સવડ જોઇએને?"

"અરે, ગાંડો થયો છે કે શું? કોઈનું કંઈ કામ અટકી રહે છે?"

"પણ કાકા મને કોણ ધીરે?"

"અરે! તું તો મૂરખને મૂરખ રહ્યો. તારે બીજા પાસે માગવા જવાની શી જરૂર? હું કયાં બેઠો નથી.? લે, કાલ જ હું નાથા જોડે બસો રૂપીયા માકલું છું. તું તારે બધે ચીઠીઓ લખી નાખ."

અને જવાબની રાહ પણ જોયા શિવાય કાળો પટેલ ઊઠી ચાલતા થયા. હર્ષ મિશ્રિત આશ્ચર્ય સાથે ધનો તેમને જતા જોઈ રહ્યો.

થોડીવારમાં જ પટેલનો દિકરો નાથો આવી ધના પાસે બસેં રૂપીઆની ઢગલી કરી ગયો. પછી તો એક પછી એક પાડોશીઓથી ધનાની ઝુંપડી ભરાઇ રહી, બીજે દિવસે તો ધનાના પિતાની પાછળ નાત જમાડવાની તૈયારીઓ ઝડપથી થઇ રહી.

છેવટે ધનાએ નાત જમાડી, સૌ તેની વાહ વાહ બોલતા વિખરાઇ ગયા. ધનાના હૈયામાં પણ આવી ભારે નાત કર્યાનો સંતોષ ઊંડે ઊંડે વસી રહ્યો.

એક દિવસ કાળો પટેલ ફરીને ધના પાસે આવી પહોંચ્યા, તેમના ચહેરા પર તે દિવસે સહાનુભૂતિની કુમાશ ન હતી.

પટેલને જોતાની સાથે જ ધનાએ દોડીને ખાટલો બીછાવી દીધો. કાળો પટેલ તેના પર ન બેઠા. ઊભા ઊભા જ તેમણે કરડાકીથી કહ્યું: "ધના! હજી તારી ઊંઘ ઊડી કે નહિ?"

વિસ્મય પામી ધનો તેમના ચહેરા સામે તાકી રહ્યો.

"એમ બાઘા જેવો શું જોયા કરે છે? હું પૂછું છું કે હજી તારી ઊંઘ ઊડી કે નહિ?"

"કેમ કાકા! એમ કેમ બોલો છો?" સમજ ન પડવાથી ધનાએ કહ્યું.

"એમ ન બોલું ત્યારે બીજું શું બોલુ મારું કપાળ! આટલા દિવસ થઈ ગયા પણ તારી ઊંઘ જરાએ ઊડી છે?"

"શાની ઊંઘ, કાકા!"

"હજીયે પૂછે છે શાની ઊંઘ! કેમ શાની ઊંઘ? બાપની પાછળ નાતતો ભારે હોંશથી જમાડી પણ કાકાના રૂપીઆનો કદીયે વિચાર આવે છે?"

"કાકા! રૂપીઆ તો આ ધરુ પાકશે એટલે ભરી દઈશ"

"પણ ધરુ પાકશે એનો ભરોસો શું? હિમ પડ્યું તો?"

ધનો ચૂપ થઇ ગયો.

"કેમ બોલતો નથી?"

"શું બોલું, કાકા!"

"આ રૂપીઆ માટે શું કરીશ?"

"તમે કહો તેમ કરૂં, કાકા! હાલ તો મારી પાસે બીજું શું છે?

"તારી પાસે તો ઘણુંયે છે."

"કાકા! મારી નજરમાં તો કંઇ આવતું નથી."

"શાનું નજરમાં આવે ભાઈ! આ ક્યાં લેવાની વાત છે? આ તો આલવાની વાત છે."

"કાકા! તમારા સોગંદ! મારી પાસે આ ખોરડું અને બે ચાર ગાભા શિવાય બીજું શું છે?"

"કેમ શું છે ? ચોખટીયું તો છેને ?"

"ચોખટીયું ! !" ધનો ચોંકી ઉઠયો.

"હા, ચોખટીયું. તે મને ઘરુ શીખે લખી આલ એટલે પત્યું."

"શું ચોખટીયું લખી આલું ? ના, ના, કાકા ! બીજું તમે જે કહો તે કરું પણ ચોખટીયું મારાથી નહિ અલાય."

"શું નહિ અલાય ?" કાળા પટેલની આંખ મોટી થઈ ગઈ. ધનો તેમનો ચહેરો જોઈ ધ્રુજી ઉઠયો.

"જોઉં છું કે કેવું નથી અલાતું તે" આટલું કહી પટેલ જોરથી પગ ઉપાડતા ત્યાંથી ચાલ્યા ગયા.

મૂંઢ જેવો બની ધનો તેમને જતા જોઈ રહ્યો.

સાંજ પડી એટલે ગામના ચાર ચૌદશીયાઓ ધનાની પાસે આવ્યા. કાળા પટેલના તે બધા સાગરીતો હતા.

તેમાંના એકે કહ્યું : "અલ્યા, ધના ! તારી તે અક્કલ ગઈ કે શું ? તેં પટેલને ચોખટીયું આપવા ના પાડી ?"

બીજાએ કહ્યું : "ભાઇ એ તો દુનિયાનો કાયદો છે, ગરજ સરી એટલે વૈદ વેરી, પૈસા ગણતી વખતે તો વહાલા હેમ લાગ્યા પણ હવે આલવાનો વખત આવ્યો એટલે ભાઇને માથું વાઢવા જેવું લાગે છે."

ત્રીજાએ ઉમેર્યું : "અને પટેલે એમાં ભારે શું માગ્યું ? માગી માગીને એક ખેતર માગ્યું તેમાંયે ભાઈને ભારે પડી ગયું. આ...પેલા જીવાએ તો રાજીખુશીથી બધુંએ લખી આલ્યું, આમનું કામ તો ભાઈ ! બહુ જોરાવર !"

તરતજ ચોથાએ ચલાવ્યું : "પણ હવે વાર કેટલી છે ? એ તો

ગામનો ધણી જેવો છે. ખેતર તો જશે એ જશે પણ સાથે સાથે ઘર અને ગામ વગરના પણ થઇ જશો એ ધ્યાનમાં રાખજો."

ધનો હવે વધુ ધીરજ ધરી શકયો નહિ. તે ડરી ગયો. કાળા પટેલનો કોપ કેવી આફત તેના પર ઊતારશે તેનો વિચાર આવતાં તે કંપી ઊઠયો. તેની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં. રુદ્ધ સ્વરે તે બોલ્યોઃ "ભાઈ! મને હવે કંઇ સૂઝતું નથી. તમે જેમ કહો તેમ કરું."

"બીજુ શું કહેવાનું હોય! ચોબટીયું લખી આલ" લથડતી જીભે ધનો બોલ્યોઃ "ત્યારે લખી આલીશ."

તરત જ તેમાંનો એક ઊઠી ત્યાંથી ચાલતો થયો અને થોડીવાર પછી કાળા પટેલને જોડે લઈ પાછો ફર્યો.

કાળા પટેલે દસ્તાવેજ તૈયાર રાખ્યો હતો તે ધનાને વાંચી સંભળાવ્યો. એક પછી તેમાં ધનાની સહી કરી. બીજાઓએ સાખ કરી. સૌ પછી ચાલ્યા ગયા—જમદૂત પેઠે ધનાના પ્રાણરૂપ ચોબટીયું લઇને.

શૂન્યમને ધનો એકલો બેસી રહ્યો. તેનું સર્વસ્વ લૂંટાઈ ગયું હતું તેના જીવનનો રસ વહી ગયો હતો. હવે તે શું કરે?

ધીમે ધીમે રાત વધવા લાગી આજે ધનાને ચોબટીયામાં રાત વાસો જવાની શી જરૂર હતી? હવે ચોબટીયું કયાં તેનું હતું?

તે જડવત્ ભોંય પર પડી રહ્યો કેટલો સમય એ દશામાં વીત્યો તેનો એને ખ્યાલ ન રહ્યો. અચાનક એક વિચાર તેના હૈયામાં ઝબકયો: 'અરે! સવારમાં તો પટેલનો રખવાળ ચોબટીયામાં ફરશે પછી હું શું મોઢું લઇ ત્યાં જઇશ?

એકદમ તે ઊભો થઇ ગયો. ધીમેથી ઝુંપડીનું દ્વાર અટકાવ્યું અને પછી બહાર નીકળી ગયા.

ઠંડીનું જોર આજે રોજ કરતાં વિશેષ હતું પણ ધનાને એની

ક્યાં પડી હતી ? એના અંતરમાં તો ફક્ત એક જ વિચાર ઘુમી રહ્યો હતો: પોતાના ચોબટીયાને–પોતાના એ જીવનમિત્રને કોઇ ન દેખે તેમ, કોઈ ન જાણે તેમ, છેલ્લા જુહાર કરી આવવા.

અને પછી તો ચોબટીયું જ્યારે નજરે પડ્યું ત્યારે તેનું હૈયું હાથમાં ન રહ્યું. તે મુક્તકંઠે રડી પડયો.

ધનાનું પ્રિય ચોબટીયું સ્તબ્ધ બની તેનું રુદન સાંભળી રહ્યું. માનવીના માનવી પર થતા પ્રહારથી તે અજાણ હતું. ધનાના હૈયાની વેદના એ શી રીતે સમજી શકે ?

હૈયું ખાલી થતાં ધનાની દૃષ્ટિ સમક્ષ ભૂતકાળના અનેક રમ્ય પ્રસંગ તરી રહ્યા.

ચોબટીયામાં કેટકેટલી રમતો રમી તેણે તેનું બાલપણ વીતાવ્યું હતું ! કેટકેટલી ઊજાણીઓ તેની વ્હાલસોઇ વહૂ ઝમકુ સાથે ઊજવી હતી ! રાસડાની કેવી રમઝટ બોલાતી હતી ? આશાનાં કેવા સ્વપ્ન હતાં ?

અને એ ચોબટીયું આજે ગયું, ગયું—સદાને માટે ધનાનું કાળજુ કોરાઇ રહ્યું. સહનશક્તિની શક્તિ પણ ખૂટી. અર્ધભાનમાં ધનો ધરણી પર ઢળ્યો : ચોબટીયાને છેલ્લા જુહાર અર્પવા.

પોતાની શક્તિનો એક માનવ તરફથી થતો ઉપહાસ શીતલતાની દેવી સાંખી ન શકી. ક્રુદ્ધ બની તેણે પોતાનું સર્વ બળ છૂટું મૂક્યું.

પાસેના આંબાની ડાળીઓના જૂથમાં લપાયેલો ઘુવડ તરફડતો ભોંય પર પડયો. ધના પર નજર પડતાં તેના મુખમાંથી છેલ્લી ચીસ નીકળી : " ધના ! ઊઠ ! ઊઠ !"

આંબાની ડાળીઓ પણ બળવા લાગી. તેનો જીવ ગભરાવા અને ગૂંગળાવા લાગ્યો. ગૂંગળાતા ગૂંગળાતા તેણે છેલ્લો પુકાર કર્યો " ધના ! હવે તો ઊઠ ! "

# મુક્ત પ્રેમ

[ લેખક : શ્રી. "નારાયણ" ]

પ્રિય જ્યોતિબહેન

મારાં ચિત્ર માટેની તારી માગણીનાં પત્રો બહુ સમય થયાં મારી પાસે આવી પડયા છે. જવાબ સરખો ન પાઠવવા જેટલી વિવેકશૂન્ય તો હું નથી જ ! પરંતુ બહેન, તને જવાબ આપી શકું તેટલી શક્તિની જ રાહ જોઈ રહી હતી. આજે સદ્‌ભાગ્યે એ સુઅવસર સાંપડયો હોવાથી મારી ફરજ અદા કરૂં છું.

જ્યોતિબહેન, વસંત, વર્ષા અને શરદ્–મારી માનીતી ઋતુઓ–એક પછી એકને આમંત્રણ આપતી ચાલી જાય છે, છતાં હું તો જડવત્ નિષ્ક્રિય જ રહી જાઉં છું.

ઉષાનું સ્મિત, સંધ્યાનું હાસ્ય અને પેલી સોહાગણ રાતનાં અમર ચિત્રોના સર્જનનાં હવે તો ફક્ત સ્વપ્ન જ શેષ રહ્યાં છે.

બહેન, મારાં ચિત્રો મારા હૃદયમાં જ સમાઈ ગયાં છે–ભસ્મીભૂત બની ગયાં છે. હવે હું એ શી રીતે આલેખી શકું ?

આમ છતાં એક ચિત્ર હજુયે મારી પાસે શેષ છે ને તે હું તારી સમક્ષ રજૂ કરૂં છું. તું એને ધ્યાનપૂર્વક નિહાળી જજે. પછી એ ચિત્ર વિષે–ચિત્ર સર્જનાર વિષે–તારો અભિપ્રાય જણાવજે.

મારા શયનખંડમાં મન્મથની એક નાનકડી છબી છે. એ છબીમાં નીચેની પંક્તિઓ આલેખેલી છે :—

"પ્રાણના પ્રાણ તંતુને
આંખના તેજની રતિ;
સર્વ છો આપ મારા આ
દેહ ને આત્મના પતિ."

વસુધાનો એ પ્રિય પ્રણયમંત્ર ! કેવી પ્રબળ ભાવના અને ભક્તિથી એ ભરપૂર છે!

એ વાંચીને બહેન, વસુધાને હું વેવલી વિશેષણથી નવાજતી; પણ આજે એ શબ્દ યાદ આવતાં હૃદયમાં તીવ્ર દુઃખ ઉત્પન્ન થાય છે.

વસુધા વિષે મેં તને નહિ જેવું જ જણાવેલું. આજે કંઈક વિસ્તારથી લખવાની જરૂર છે.

હું માનતી કે મન્મથ અને વસુધાનું સ્નેહલગ્ન એ કંઇ ખરેખર સ્નેહલગ્ન ન હતું. વસુધાએ કૂળના, કીર્તિના, ધનના અને અન્ય આત્મીય સંબંધોના કરેલ ત્યાગને સૌ 'અપૂર્વ' કહી તેના ગુણગાન ગાતાં હતાં. પરંતુ મને તો મન્મથ પ્રત્યેના તેના મોહના પરિણામ સિવાય બીજું કંઇ એમાં લાગતું ન હતું.

વળી તેના એ કહેવાતા અપૂર્વ ત્યાગે જ તેના હૃદયમાં અભિમાન રૂપી વિષવૃક્ષનું બીજારોપણ કરી દીધેલું હતું, એમ મને તેમજ અન્ય મિત્રોને તે જે રીતે અતડાઇથી અમારી સાથે વર્તતી તે પરથી લાગેલું.

મન્મથ અને તેની વચ્ચે ઉત્પન્ન થએલ વૈમનસ્યમાં એ અભિમાનનો પણ હિસ્સો હતો એમ હું માનતી.

જેમ જેમ હું એ બંનેના વધુ ને વધુ સહવાસમાં આવતી ગઇ તેમ તેમ મને ખાત્રી થતી ગઇ કે વસુધા પણ એ પુરાણી સ્ત્રીઓની

જાતની જ હતી, કે જે રાત અને દિવસ 'પતિ,' 'પતિ'નો જ પુકાર કરી જડની માફક તેને વળગી રહી હોય !

ધીમે ધીમે મારી માન્યતા દૃઢ થતી ચાલી કે મન્મથ જેવા કલાસ્વામી માટે વસુધા યોગ્ય ન હતી. બંનેના સંસ્કારમાં ફેર હતો. એક ક્રાંતિને ઝંખતું તો બીજું પુરાણી પ્રણાલિકા સાચવવા મથતું. એકની કલ્પના ગગન–વિહાર કરતી તો બીજાની ઘર–વિહારમાં ગુંચવાઈ જતી.

એક જુદી જુદી કલાઓની સિદ્ધિ માટે તપશ્ચર્યા આદરતું તો બીજું એમાં વિઘ્નરૂપ થઇ ઊભું રહેતું. એકનો આદર્શ 'કુછ ન કુછ કર જાયેંગે'નો હતો, જ્યારે બીજાને મરેલા માનવીનું જીવન જીવવું હતું.

આથી જ જ્યારે એ બન્ને વચ્ચે વૈમનસ્ય ઉપજી, પરિણામે હું અને મન્મથ પરસ્પર જોડાયાં ત્યારે તારા તેમ જ અન્ય મિત્રોના વસુધાને કરેલા અન્યાયના ઠપકાથી ભરેલ પત્રોથી મને કંઇ લાગ્યું ન હતું.

મને તો એમ જ લાગતું કે મન્મથનો પ્રેમ સંપાદન કરવા માટે એ અયોગ્ય જ હતી. તેણે એ દિશામાં કંઈ પણ પ્રયત્ન કર્યો ન હતો. ભલે પછી બાહ્ય દૃષ્ટિએ બાજો ગમે તેટલો ભોગ તેણે આપ્યો હોય !

જ્યોતિ બહેન ! જે કાર્યમાં વસુધા નિષ્ફળ નીવડી તે કાર્યમાં–મન્મથના પ્રેમની પ્રાપ્તિમાં – મને મળેલ સિદ્ધિથી હું મારી જાતને કૃતકૃત્ય માની અવર્ણનીય આનંદ અનુભવતી.

વસુધાને તો હું એ સ્થિતિમાં વીસરી જ ગઇ. તેનું નામ નિશાન મારા હૃદયમાંથી ભુસાઇ ગયું. મન્મથ અને તેની પ્રિય પ્રવૃત્તિઓ એ જ એક મારૂં જીવન કાર્ય થઈ પડયું.

મન્મથના વિદેશગમન પછી હું તેની સ્મૃતિમાં અને તેની પ્રવૃત્તિઓને પોષવામાં મારો સમય વીતાવતી. મન્મથ પણ મને એ સંબંધમાં શરૂઆતમાં જુદી જુદી સૂચનાઓ આપી મારામાં ઉત્સાહ રેડતો.

પણ ધીમે ધીમે મારા પરના એના પત્રોનું અંતર વધતું ગયું. મહિનાઓ સુધી મારા પત્રો નિરૂત્તર રહેવા લાગ્યા. મને એનું કારણ ન સમજાયું. મેં મન્મથને પાછા ફરવા જણાવ્યું. એનો પણ જવાબ ન મળ્યો. છેવટે ત્રણેક માસ પર તેનો એક પત્ર મને મળ્યો. એ આખોયે પત્ર તારી જાણ માટે અક્ષરશઃ અત્રે ઉતારું છું ;—

"પ્રજ્ઞા,

પત્ર વાંચ્યા પછી તને મારા આજ દિન સુધીના મૌનનો અર્થ સમજાશે.

હું ભૂલતો ન હોઉં તો તને મેં મારા અહીંના મિત્ર "સુજાતા" ( એમને મેં હવે સુજાતા નામ આપ્યું છે. ) વિષે પ્રથમ લખેલું યાદ હશે જ. અમારા બંનેના નિકટ સહવાસથી શું પરિણામ આવ્યું તે જણાવું ?

એને સૌ પ્રેમ કહે છે, તું કદાચ છેડાશે ને કહેશે કે મિત્ર તરીકેનો પ્રેમ તો હોય જ તેથી શું ?

એ વાત તદ્દન બરાબર છે. મિત્ર તરીકેનો પ્રેમ તો હતો જ; પરંતુ એ પ્રેમમાં એક નૂતન સુભગ તત્ત્વ ઉમેરાયું છે.

તું જાણે છે કે એ તત્ત્વ સ્વયંભૂ છે, એટલે મારી નિરુપાયિતા માટે વિશેષ નિરુપણની જરૂર નથી.

તારી માફી પણ હું એ જ દલીલ પર માગી શકું છું. એક વાત કહી દઉં.

વસુધા અને હું પરસ્પર પ્રેમલગ્નથી જ જોડાયાં હતાં. તને કદાચ ખબર પણ નહિ હોય કે વસુધાનો પ્રેમ પ્રાપ્ત કરવા એક વખત હું મારૂં સર્વસ્વ હોમવા—જીવન સુદ્ધાં સમર્પણ કરવા—તૈયાર હતો. મારી

એ સમયની સ્થિતિ જોનાર હરકોઇ કહેતું કે અનન્ય પ્રેમી હતો અને આમરણાન્ત રહેવાનો.

છતાં વસ્તુસ્થિતિ તું જાણે છે. પ્રેમની એ ભરતી પછી ઓટ પણ આવી ગઈ. પુન : તને જોતાં મૃતપ્રાય થયેલ એ 'પ્રેમે' પલટો લીધો.

અહીં પણ બરાબર એવું જ બની ગયું છે. સુજાતા અને હું હવે તો પરસ્પર જોડાઈ ગયાં છીએ, તેમાં પણ એ જ 'પ્રેમ' કારણભૂત છે.

હું તો હવે એ પ્રેમ શબ્દને લંબાવી 'મુક્તપ્રેમ' કહેવા માગું છું. મારી માન્યતા મુજબ જાતીય સંબંધો માટે એ જ સાચો શબ્દ છે ને રહેવો જોઈએ.

મારો એ જાતઅનુભવ છે. હું તો ઇચ્છું કે 'મુક્તપ્રેમ'ના ઉચ્ચ પંથે સૌ કોઇ વિચરે–તું પણ. મન્મથ"

જ્યોતિબ્હેન ! ઉપરનો પત્ર મળ્યા પછી મને તરતજ વસુધા યાદ આવી ગઇ. તેની છેલ્લી વિદાય વેળાનો પ્રસંગ મારી નજર સમક્ષ તરી રહ્યો.

મન્મથ અને હું અમારું સ્નેહલગ્ન ઉજવી મન્મથના આવાસે આવ્યાં હતાં. વસુધાનો ચહેરો અત્યંત ગમગીન બની ગયેલ હતો.

મને જોઇ તે ઉઠી. મન્મથની ભેટો લાવી તેણે તેની સમક્ષ ધરી દીધી. તેનાં આભૂષણ, તેનાં વસ્ત્ર સર્વસ્વનો ત્યાં ઢગલો કર્યો.

પછી તેણે કહ્યું : "મન્મથરાય ] તમે તમારો પ્રેમ દૂર કર્યો છે; એટલે એ પ્રેમનાં શેષ રહેલાં ચિન્હો પણ મારાથી મારી પાસે રાખી શકાય નહિ. તમે એનો તમને ગમે એ રીતે ઉપયોગ કરજો.

મારી પાસે તો મારા મન્મથની અખંડિત છબી રહેલી છે. મને એ સિવાય બીજા કશાની જરૂર નથી.

આટલું કહી કંઈ પણ સાથે રાખ્યા સિવાય તે ત્યાંથી ચાલી જવા તત્પર થઇ.

જતાં જતાં તે એક ક્ષણ થંભી અને પોતાનું સર્વ બળ એકઠું કરી ગદ્ગદ્ કંઠે તેણે મને કહ્યું:

"પ્રજ્ઞાબ્હેન! મન્મથના સ્નેહને જાળવજો. આજે જેમ એ મને છેહ દે છે, તેમ તમને એ કોઈ દિવસ ન છેતરે એટલી સંભાળ રાખજો."

આમ કહી તરત જ તે ત્યાંથી ચાલી ગઇ. ત્યારપછીથી તેની કોઇ દિવસ કંઈ પણ ભાળ મળી નથી.

જ્યોતિબેન! વસુધાના હૃદયની વેદના, તેનાં છેવટના શબ્દો સાચા પડતાં, આજે હું બરાબર નિહાળી શકું છું. તે દિવસે તો હું જ મોહઘેનમાં હતી એમ હવે મને લાગે છે. એથી જ હું વસુધાને તેના સત્ય સ્વરુપમાં પિછાની ન શકી. મન્મથ માટે તેના હૃદયમાં રહેલ શુદ્ધ પ્રેમની મેં અવગણના કરી, મન્મથ સાથેના તેના નજીવા મતભેદોને મોટું સ્વરુપ આપી દીધું. હવે જ ખબર પડે છે કે ઉપરછલ્લા મતભેદ ન નિભાવી શકે તેને કદી પ્રેમ કહેવાય ખરો ?

પણ બ્હેન ! હવે એ બધી ચર્ચા અસ્થાને છે. અત્યારે તો રાત ને દિવસ એક જ સ્મૃતિ હૃદયમાં હજાર ડંખની વેદના જન્માવે છે. એ સ્મૃતિ વિષે જોજે બીજો કંઈ વિચાર કરતી.

એ સ્મૃતિ એટલે પેલો તેં જણાવેલ અન્યાય! આજે તે તેના ભયંકરમાં ભયંકર સ્વરૂપ સાથે મારી સામે ખડો છે.

એક પુનિત સ્ત્રીનો પ્રેમ, ત્યાગ અને જીવન સર્વસ્વને ઠોકરે મારવામાં હું સાધનભૂત–સહાયરૂપ–નીવડી એ વિચાર કેમે કર્યો મારા હૃદયમાંથી ખસતો નથી.

ને વસુધાનું પેલું ગંભીર, ગમગીન મોં હરપળે મને એની સ્થિતિની યાદ આપી રહે છે.

જ્યોતિબ્હેન! જાણે એ ઘોર પાપનું ફળ ન ભોગવતી હોઉં તેમ દિવસ તો માંડ માંડ હું વિતાવું છું; પરંતુ આ રાત્રીની ઘોર શાંતિ મારા મર્મભાગને છિન્નવિછિન્ન કરી નાખે છે. મારો સારો યે ભૂતકાળ ભૂતાવળની પેઠે મારાં ચક્ષુ સમીપ નાચે છે. અને એ વખતની યાતના....બ્હેન! આથી અધિકતર સજા, આથી કઠીનતર બીજું દુઃખ મને લાગે છે કે વિધાતાએ કયારે ય નિરમ્યું નહિ હોય!

જ્યોતિબ્હેન! ઉપરનું ચિત્ર—મારી જાતનું જ ચિત્ર—કેટલું સરસ, કેવું રમ્ય છે?

લિ.
"પ્રજ્ઞા"

# વીર અમરાજી

[ લેખક : શ્રી ગણુપતલાલ જોશી ]

"ધન-ન-ન-ન" કાનના પડદા તોડે એવો બંદુકનો અવાજ થયો. પડઘાથી જંગલ ગાજી ઉઠ્યું. સખ્ત ગરમીના દિવસોમાં લપાઇ બેઠેલા મોરલા ટહુકયા. વનનાં નાનાં મોટા પંખીઓ કોલાહલ કરવા લાગ્યાં.

"કોણે બંદુકનો અવાજ કર્યો." અમરાજીએ બહાર આવી પડકાર કર્યો.

ઉત્તરની એમણે ઘણી રાહ જોઇ, પણ કોઇએ જવાબ આપ્યો નહિ. "ખબરદાર! હવે મારી હદમાં આવું કોઈ તોફાન કરશે તો હતો ન હતો થઈ જશે!" પહાડી અવાજથી એમણે પુનર ગર્જના કરી.

અમરાજીએ કડી પરગણાના પ્રખ્યાત નામીચા રજપૂત હતા. ઉમરે આધેડ, શરીરે સશક્ત, ભવ્ય લલાટ, અને દુશ્મનના હૃદયમાં આગ પ્રગટાવે એવાં તેજદાર બે નયનો એ એમનું ખાસ વ્યક્તિત્વ હતું.

દરરોજ સવારે મોટા પરોઢિએ ઉઠી શૌચક્રિયા તથા દેવ સેવાનું કાર્ય આટોપી, કપાળમાં મોટું ત્રિપુંડ તાણી એ બહાર નિકળતા અને ગામને ચોરે કોઇ મહેમાન આવ્યો હોય તો અફીણુ કસૂંબો કરી સ્વાગત કરતા હતા. રોટલાના એ રાવ હતા. એમનું ઘર અતિથિ વિહોણું ભાગ્યે જ રહેતું. ગામના જુવાનીઆઓ એમની પાસે બેસી જૂના જમાનાની રસકથાઓ સાંભળતા. ટૂંકામાં ભીષ્મપિતા સમા આ વૃદ્ધ ગામનું નાક હતા અને સર્વજનો એમની મમતા રાખતાં હતાં.

ડાંગરવા અને નંદાસણના સીમાડે વટેમાર્ગુના જાનમાલના રક્ષણાર્થે સેવાભાવથી એ ઝુંપડી બાંધી ચોકી કરતા, અને કોઇને કોઇ પ્રકારનો ત્રાસ ન પડે એ માટે ખાસ કાળજી રાખતા હતા. ઝુંપડી નજીક જાતમહેનતથી કુવો ખોદી એક નાની હવાડી બનાવી હતી. આ હવાડી એ જાતે પાણી ખેંચી ભરતા, અને ઉનાળાના સખ્ત તાપમાં જળ વિના તરફડતાં મુંગાં પશુ પંખીઓને તૃપ્ત કરી આશિષ મેળવતા હતા. સંતપુરૂષ સરખા મહાવીરને કેટલાંક પ્રાણીઓ ઓળખી ગયાં હતાં, અને કેટલાક પ્રસંગે તો એમના પાસે આવી ગેલ કરતાં હતાં.

અમરાજીના વચનથી શિકારીઓ ઉશ્કેરાઇ ગયા, અને હવે તો એમની હદમાં એ ઉપરાંત લૂંટફાટ પણ કરતા હતા. અમરાજી પૂર્વ દિશામાં હોય તો એ પશ્ચિમ દિશામાં ધીંગાણુ મચવતા અને નિર્દોષ મુસાફરો તથા પશુપંખીઓને આવી રીતે દરરોજ હેરાન કરતા હતા.

એક દિવસ એમને ગામેડુ ભેગું કર્યું અને ગામના સર્વ લોકને ધર્મયુદ્ધમાં ભાગ લેવા દલિલ કરી "ભાઇઓ હું એક હાથે આ લૂંટારૂઓને પહોંચી શકતો નથી. હું પુર્વમાં હોઉ ત્યારે એ લોકો પશ્ચિમમાં તોફાન કરે છે અને આપણા ગામની આબરૂ જાય છે તો તમો મદદ કરો તો સારૂં?"

"ભાઈ તમો તમારૂં ફોડી લ્યો નાહક અમારૂં નખ્ખોદ કાઢવા કેમ તૈયાર થયા છો!" એક કાયર પુરૂષે ઉભા થઈ જવાબ આપ્યો.

જાણે કેળ ઉપર વિજળી પડી હોય એમ અમરાજીના હૃદય પર સખ્ત આઘાત થયો. રજપૂતની આ નિર્માલ્ય સ્થિતિ જોઇ એમના પેટમાં તેલ રેડાણું. એમની નસોનસમાં ક્ષાત્ર લોહિ ઉકળી ગયું, હવે તો કોઈ હિસાબે એકલા હાથે પણ દુશ્મનોને મારવા યા મરવું એમ એ છેલ્લા નિર્ણય પર આવ્યા.

થોડા દિવસ બાદ પચાસ માણુસોની ટુકડી અમરાજીની હદમાં મુસાફર તથા પશુ પંખીઓને રંજાડવા લાગી. અમરાજી કેસરીઆં કરી તેમની પાછળ પડ્યા, અને જોતજોતામાં વીસેક માણુસોને સ્વર્ગ પંથે વળાવ્યા. પોતાના સાથીઓનો આ પ્રમાણે નાશ થતો જોઇ કેટલાક લૂંટારૂઓ નાશી ગયા. એક ચિંથરીઓ રજપૂત જે અમરાજીની પડખે લડતો હતો તેને સારી વીરતા બતાવી.

દુશ્મનોને હરાવી એ એક ઝાડની છાયામાં આવ્યા અને રજપૂત યુવાનોને પૂછવા લાગ્યા.

"મોતીઆર તું કોનો દિકરો ! ખરે આ લડાઇમાં તેં ઘણી બહાદુરી બતાવી છે.

રજપૂતે તુર્ત આડું જોયું અને પૃથ્વી સમી નજર જોડી જવાબ આપ્યો. "દાદા ! હું રાવણામાં ના પાડનાર કાયર રજપૂતની સ્ત્રી છું ! એણે રજપૂત ધર્મ તજ્યો તો મેં એને તજ્યો, હું સ્ત્રી હોવા છતાં પુરૂષ વેષે લડી ક્ષત્રી ધર્મ બજાવ્યો. ગામની આબરૂ જાળવી."

" બાઈ તારા માતપિતાને ધન્ય છે ! તેં અમારી આબરૂ જાળવી છે ! પણ હવે મારાથી રહેવાતું નથી. આ પેટપરના ઘાથી કારમું કળતર થાય છે, હવે સ્વર્ગના વિમાન મારા માટે ખોટી નહિ થાય."

" દાદા ! મેં પણ જયારથી ઘર છોડયું ત્યારથી ખાંપણ ખોળે રાખી ફરૂં છું ! તુળસી અને ગંગાજળ એ બે મારી પાસે જ છે ! "

જીવનનો છેલ્લો શ્વાસ ખેંચતા વીરપુરૂષના મોંમાં તુળસીનું પાન મૂકી ગંગાજળ રેડયું. જોતજોતામાં એમનો પ્રાણપંખેરૂં ઉડી ગયો.

આ વાતને હાલ બસો ત્રણુસો વર્ષ થયા છે, છતાં જનતામાં અમરાજીની વીરતા પ્રખ્યાત છે, અને હાલ પણ કડી તાલુકાનું આ ગામ "અમરાજીનું ડાંગરવું," એ નામથી ઓળખાય છે.

# જયાં કબર છે

[લેખક શ્રી. ભગીરથ મહેતા]

**મારા** ગોદડામાં હું કૂદીને પડી અને જ્યાં રજાઇ બે હાથોમાં લઈને ઓઢવા જતી હતી ત્યાં મેં સામે ભીંત પાસે લાંબો સાપ જોયો.

'ઓહ...' કરતી એક દીર્ઘ ચીસ પાડી હું સફાળી જેટલા બળથી ગોદડામાં કૂદી પડી હતી તેથી બમણાં બળે બહાર કુદી આવી.

મારી ભયંકર ચીસનો સ્વીકાર કર્યાં વિના સર્પ તો બહાર સરકી ગયો. પણ, મારી ચીસ સાંભળીને મારા સ્વામી બહાર ખાટ ઉપર વાતચિત કરતા હતા તે અન્દર આવ્યા અને હું ઉભી ઉભી ચિંતાગ્રસ્ત સ્થિતિમાં હતી તે જોઇ તેઓ બોલ્યા.

'હું તો જોતી'તી કે આ ગામડામાં મને કોઇ મુશ્કેલી પડે ને હું ચીસ પાડું તો તમે આવો કે નહીં. વાહ, તમે સાચેજ દોડયા આવ્યા! મેં હાંકે રાખ્યું.

'મને ખાત્રી છે એવું ન હોય. જો તારા હૃદયમાં ધબકારાઓ થાય છે. શું હતું બોલ?' તેઓ મારી નજદીક આવ્યા અને હું શરમાઇ.

'સાપ.' ! મેં ટુંકમાં બધા જ કરુણ ભાવો વ્યક્ત કરતા કહ્યું.

'સાપ ?' ફરીથી કહેતાં તેઓ બહાર દોડી ગયા. તેઓ થોડાંક વખતમાં પાછા આવ્યા અને મને કહ્યું, બહાર લીસોટા છે હો.

'મેં ધાર્યું તું'જ.' મેં કહ્યું.

'તું ખૂબ ગભરાઈ લાગે છે ?' તેઓએ મારી સામે જોઇને કહ્યું અને મારો હાથ પકડી મને ગોદડી ઉપર લઇ ગયા. અમે ત્યાં બેઠા.

'એમાં કંઇ ગભરાવાનું નથી.' એમણે કહ્યું.

'પણ, હું કયાં ગભરાઉ છું ?' મેં કહ્યું.

'તારી આંખો કહે છે.' મારી ખૂબ નજદીક આવતા મને અશ્વાસન આપતા બોલ્યા.

'કાલે અમે રાતના બહાર ગયા'તા એ ખબર છે?' તેમણે મને પૂછ્યું.

'એ આખી રાત મને ઊંઘ નહોતી આવી.' મેં જવાબ આપતાં કહ્યું.

'તે રાત્રે અમે ક્યાં ગયા'તા જાણે છે? તેઓએ પ્રશ્નો પૂછવા શરુ કર્યા.

'તમને કેટલી ય વખત પૂછયું તોય તમે કીધું જ નહી હું કયાંથી જાણું?'

'અમે દૂર દૂર નીકળી ગયા'તા અંધારામાં હાથમાં બેટરી લઇને. કોઇએ કહેલું કે અહીં અમાસની રાત્રે કોઇ જઈ જ નથી શક્તું. જાય તો પાછું જ ન આવે. મેં કીધું, શહેરનું જોર ખરુંને, ગમે તે હોય આજે તો હું ત્યાં જ જવાનો. બીજાઓ આનાકાની કરવા લાગ્યા. હું ખૂબ મક્કમ રહ્યો અને છેવટે અમે એ જગ્યાએ ગયા.

'અને ત્યાં હું એક પગલું આગળ ભરવા ગયો ત્યાં ધરતી ગરમ

લાગી. તે બોલતી હતી. 'અહીં ન આવશો. કોઇ ન આવશો' બસ, આજ શબ્દો અચૂક નીકળ્યા કરતા ત્યાંથી.

'મને થયું શા માટે ન જાઉં ? મેં પગલું વધુ મક્કમતાથી ભરવાનો વિચાર કર્યો. પણ પગ ભારે થયા. બળ કમી થયું. ગાત્રો શિથિલ થયા અને આંખો લાલ થઈ. આવી ખોટી માન્યતાઓને શ્રદ્ધાભરી રીતે જોવા મને જરૂર ન હતી પણ, જોવા હું પ્રેરાયો. મને થયું ના, ના અહીં કંઈક છે. અને હું ધીમે પાછો આવ્યો. ભાન ગુમાવીને મેં પૂછ્યું. 'શું છે ?'

'કોઇ બાજુમાંથી મારા મિત્રે તે પ્રશ્નનો જવાબ આપ્યો અને મને લાગ્યું કે જે ધરતી ઉપર હું ઊભો હતો તે જ કહી રહી હતી.

'તેણે કહ્યું,' અહીં ઘોર યુદ્ધ થયેલું. આ કીલ્લામાં, જે ખંડેર જેવો આજ છે, સ્ત્રીઓ સતીઓ થયેલી અને જે ધરતી ઉપર મારા પગ હતા ત્યાં આજ અંધારી રાત્રે રજપૂતોએ કેસરીઆ કરેલા તેઓના શબ્દો અહીં ધૂળમાં છે.

'અને એમનું લોહી અહીં છે. એમની કબર આ છે.

એમણે આ પૂરું કર્યું ત્યાં એમના ખોળામાં મેં ઝોકું ખાઇ લીધું.

'કેમ સુઇ ગઇ ? હું જાઉં બહાર. હજુ તો અગિયાર થયા છે. ગભરાતી નહીં હો.' એમ કહી મારૂં માથું ઢંઢોળી જાગૃત કરતા મારા માથાને ઓશિકા ઉપર ટેકવી તેઓ ચાલ્યા ગયા.

અને આખી રાત્રી મને સપના અને કબરના સ્વપ્નો આવ્યા કર્યાં.



# આર્ય લલના

[ લેખક : શ્રી દ્વિવેશ્વર લાલજી પંડયા ]

સુરેન્દ્ર અને મૃદુલા પતિપત્ની હતા. સુરેન્દ્ર સુશિક્ષિત, સંસ્કારી અને સ્નેહાળ પતિ હતો, અને મૃદુલા વિવેકી, મધુર ભાષિણી અને પતિવ્રતા પત્ની હતી. બન્ને યુવાન અને ભાવનાશાળી હતા. સુરેન્દ્ર મૃદુલાના દર્શન વિના અને મૃદુલા સુરેન્દ્રના દર્શન વિના દિવાની બનતી. પ્રેમરૂપી સરોવર કિનારે વાસ કરી રહેલ સારસ જેવી એની જોડલી હતી. મૃદુલા પોતાના સદ્દગુણોથી પોતાના હૃદયેશ્વર સુરેન્દ્રને પ્રસન્ન રાખતી. પોતાનો પતિ કેવી રીતે સુખી બને તેનું ચિંતવન રાત્રિ દિવસ તેના મનમાં રમતું હોય. ગુરેન્દ્ર પણ પોતાની પ્રિયતમાને પ્રસન્ન રાખવા ઉત્સુક રહેતો.

સુરેન્દ્ર 'રાજનગર કોલેજ'માં 'પ્રોફેસર' હતો અને મૃદુલા કર્વે વિદ્યાપીઠની 'સ્નાતિકા' હતી. એ પ્રમાણે એ પ્રેમી યુગલ સુશિક્ષિત અને સંસ્કારી હતું.

સવારે અગીઆર બજે જમીને સુરેન્દ્ર 'કોલેજ'માં જાય અને મૃદુલા ગૃહકાર્યથી નિવૃત બની પાડોશની સ્ત્રીઓને એકઠી કરી ઉત્તમ પુસ્તકો વાંચી સંભળાવી ઉપદેશનું પાન કરાવતી. પાંચ બજે સુરેન્દ્ર ઘેર આવતો અને પતિપત્ની ફરવા માટે જતા. રાત્રે ભોજન કરી

શયનગૃહમાં જઈને જ્ઞાન ગોષ્ટિ અને પ્રેમ ગોષ્ટિ કરતાં. કોઈ દિવસ મેઘદૂત, કોઈ દિવસ રઘુવંશ, અને કોઈ દિવસ શાકુંતલ વગેરે ગ્રંથોનું વાંચન થતું. તે વખતે મૃદુલા અનેક પ્રકારની શંકાઓ કાઢતી અને સુરેન્દ્ર આનંદથી શંકાઓનું સમાધાન કરતો.

'રાજનગર કોલેજ'માં મીસ મધુરી નામક સૌંદર્યવાન કન્યકા બી. એ. જુનીઅરમાં અભ્યાસ કરતી હતી. મીસ મધુરી નામ પ્રમાણે જ મધુર ભાષિણી હતી. તે બોલતી હોય, ત્યારે તેના મુખમાંથી અમૃત ઝરતું હોય તેમ લાગતું. મીસ મધુરી 'કોલેજ'ની સ્વતંત્ર પ્રકારની કેળવણી લઈ સ્વતંત્ર બની હતી. તે આધુનીક સમયની 'ફેશનેબલ' યુવતી હતી. મીસ મધુરી પ્રો. સુરેન્દ્રના ભાવનાશાળી અને સંસ્કારી દેહ ઉપર મોહીત બની હતી. તે હરહંમેશાં સુરેન્દ્રના નામનુ રટણુ કરતી હતી.

એક દિવસે 'રીસેસ'ના સમયમાં મીસ મધુરી પ્રો. સુરેન્દ્રને એકાંતમાં મળી અને વાતનો પ્રસ્તાવ કરતા બોલી પ્રોફેસર સાહેબ, હું આપને એક પ્રશ્ન પૂછવા આવી છું ?

મીસ મધુરી તમારે જે કંઈ કહેવું હોય, તે બેલાશક કહો. સુરેન્દ્ર બોલ્યો પ્રોફેસર સાહેબ, આજ ઘણા સમયથી એક વાત મારા હૃદયની અંદર ઘોળાયા કરતી હતી. જ્યારથી તમે આ 'કોલેજ'માં આવ્યા ત્યારથીજ હું તમારા પર મોહિત બની છું. હું તમને ચાહું છું અને તમારી સહચરિ બનવા ઉત્સુક છું.' મધુરી બોલી.

મીસ મધુરી, આ તમે શું બોલો છો ? દિવાના તો થયા નથી ને ? હું તમારો પ્રોફેસર અને તમે મારી વિદ્યાર્થીની. માટે ગુરૂ શિષ્યા વચ્ચે પ્રેમ સંબંધ નજ સંભવે સુરેન્દ્ર બોલ્યો.

પ્રોફેસર સાહેબ, એ જુના જમાનાની વાતને જવા દયો, હું તમને સર્વ રીતે યોગ્ય છું, મારામાં સૌંદર્ય, વિદ્યા અને સંસ્કાર છે, છતાં

તમે મને કેમ ચાહી શકતા નથી? મારા સંસ્કારથી અને સૌંદર્યથી તમારા સંસારને સ્વર્ગ તુલ્ય બનાવીશ. માટે મારા પ્રેમનો અનાદર કરી મને દુઃખી ન કરો' મધુરી બોલી.

'મીસ મધુરી, તમે સૌંદર્યવાન, સંસ્કારી અને વિદ્યા સંપન્ન છો, એ વાત ખરી છતાં હું તમારી સાથે પ્રેમ સબંધ બાંધવા અશક્ત છું. મારા લગ્ન થઇ ગએલ છે અને મને મારી ભાવના પોષક સહચરિ મળી છે. માટે તમે અન્ય પ્રેમ પાત્ર શોધી લ્યો.' સુરેન્દ્ર બોલ્યો.

'પ્રોફેસર સાહેબ, મારા પ્રેમનો અનાદર ન કરો. તમારે પત્ની હોય, તો પણ શું ? તમારા હૃદયમાં જેમ તેને સ્થાન છે, એમ મને પણ સ્થાન આપો. તમારી પ્રથમની પત્ની સાથે હું સ્નેહથી વર્તીશ અને બન્ને મળીને તમને પ્રેમ હીંડોળે ઝુલાવીશું.' મધુરી બોલી.

'મીસ મધુરી, એ વાત બની શકે તેમ નથી.' એમ બોલી સુરેન્દ્ર ચાલ્યો ગયો. પોતાના થયેલ અનાદરથી મીસ મધુરીના હૃદયને બહુ જ આઘાત થયો, પણ તે હિંમત હારી નહિ. તેણે સુરેન્દ્રને પોતાનો હૃદયનાથ બનાવવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. તેની પાસે વિદ્યા, સૌંદર્ય અને યૌવન હતું, તેથી અવશ્ય સુરેન્દ્રને મનાવી શકે તેમ હતી. આજે નહિ તો કાલે તો જરૂર સુરેન્દ્રને મારામાં લુબ્ધ બનાવીશ.

પછી અવાર નવાર મધુરી સુરેન્દ્રને મળતી અને તેને પોતાના સૌંદ-ર્યમાં લુબ્ધ બનાવવા પ્રયત્ન કરતી. આ પ્રમાણે હંમેશના સહવાસ અને મેળાપથી પ્રો. સુરેન્દ્રના હૃદયમાં વિકારને સ્થાન મળવા લાગ્યું.

'પુરૂષના હૃદય તો ભોગી ભ્રમર જેવા રહ્યા. જેમ ભ્રમર એક વિકસિત પુષ્પ પર બેસી તેના યૌવન રૂપી મધનું પાન કરી, તેને તર-છોડી બીજા પુષ્પ પર જઇ બેસે છે. તેમજ પુરૂષો પણ એક યુવતીના સૌંદર્યને લુટી, બીજી યુવતીના યૌવનને લુટવાની ઇચ્છા રાખે છે. પુષ્પ પરતંત્ર અને ભ્રમર સ્વતંત્ર, તેથી તે ગમે તે પુષ્પનું પાન કરી શકે,

પણ પુષ્પ તો એ પ્રેમી ભ્રમરના વિરહે કરમાય જાય. તેમજ સ્ત્રીઓ પરતંત્ર અને પુરૂષો સ્વતંત્ર, તેથી તે એક યુવતીને પોતાની પત્ની બનાવી તેના યૌવનને લૂટી, છેવટ બીજી સ્ત્રી ઉપર મોહિત બની તેનું યૌવન લૂટવાની અભિલાષા રાખે છે. પુરૂષ સ્વતંત્ર એટલે તેને અન્ય યુવતીનું સૌંદર્ય લૂટવાની છૂટ, પણ પરતંત્ર યુવતીને તો પતિને વિરહે ઝૂરવાનું રહ્યું.

મધુરીના હંમેશના નિકટ સહવાસથી ધીમે ધીમે સુરેન્દ્ર મધુરીના પૂર્ણ વિકસિત પુષ્પ કળી સમાન યૌવન અને સાંદર્ય પર મુગ્ધ બન્યો. હવે સુરેન્દ્રે એકાંતમાં બેસી મૃદુલા અને મધુરીના સૌંદર્ય અને સંસ્કારની તુલના કરવા માંડી. તેના હૃદયમાં વિકારને સ્થાન મળી ગયું હતું, તેથી દરેક બાબતમાં તેને મૃદુલા કરતા મધુરી ઉત્તમ લાગવા માંડી. ધીમે ધીમે તેના હૃદય મંદિરમાં મધુરીએ સ્થાન જમાવ્યું; તેથી તે વધારે ને વધારે મધુરીના સહવાસમાં આવવા લાગ્યો. મધુરી પણ સુરેન્દ્ર સાથે વધુ પડતી છૂટ લેવા લાગી, અને સુરેન્દ્રને પોતાના સૌંદર્યમાં દિવાનો બનાવ્યો.

(૩)

હવે સુરેન્દ્રને પોતાની સ્નેહાળ પત્ની મૃદુલાનો સહવાસ અકારો લાગવા માંડયો. સાંજે સુરેન્દ્રે મૃદુલા સાથે ફરવા જવાનું બંધ કર્યું અને તે સમય મધુરીના સહવાસમાં ગાળવા લાગ્યો. રાત્રિનો સાહિત્ય વિનોદનો 'પ્રોગ્રામ' પણ નાદુરસ્ત તબિયતનું બાનું બતાવી રદ કર્યો. હસમુખા સુરેન્દ્રના મુખ પર ધીમે ધીમે ગંભીરતા જણાવા લાગી. પોતાના પતિના સ્વભાવમાં અચાનક આવું પરિવર્તન થયેલ જોઇને મૃદુલા વિચારમાં પડી ગઈ. મારા હૃદયનાથના સ્વભાવમાં આવું પરિવર્તન શાથી થયું ! અચાનક તેમને શું થયું ? તેમના આનંદી અને રમુજી સ્વભાવમાં આવું પરિવર્તન શાથી થયું ! એવી તે કઈ ગંભીર બાબત એમને મૂંઝવી રહી હશે, કે તેમના મુખ પર ગંભીરતા આવી ગઇ છે?

નક્કી તે કોઇ પ્રકારનું માનસિક દુઃખ ભોગવી રહ્યા છે પણ મારાથી શા માટે છૂપાવતા હશે ? હું તેમની સહચરિ છું, માટે તેના સુખદુઃખમાં ભાગ લેવો એ મારી આવશ્યક ફરજ છે.'

રાત્રિને સમયે મૃદુલા મધુર વાણીથી વાતનો પ્રસ્તાવ કરતા બોલી. 'પ્રાણેશ, હાલમાં તમારા સ્વભાવમાં પરિવર્તન કેમ થયું છે? એવી તે કઇ અગમ્ય બાબત તમને મૂંઝવી રહી છે કે, તમે દુઃખની લાગણી અનુભવી રહ્યા છો? હું તમારી અર્ધાંગના છું, છતા મારાથી શા માટે તમારૂં દુઃખ છૂપાવો છો ? શું મારા પર પણ અવિશ્વાસ આવ્યો છે ?'

'મૃદુલા, મને તો કોઇ જાતનું માનસિક દુઃખ નથી, ફક્ત મારી તબિયત સારી નથી તેથી જ એમ લાગે છે.' સુરેન્દ્ર બોલ્યો.

'નાથ, મારો અંતરાત્મા કહે છે કે, તમે મારાથી કંઇ પણ વાત છૂપાવો છો ? તમે શા માટે આમ કરો છો ? શું મારા તરફથી તમને કંઇ દુઃખ છે ?' મૃદુલા બોલી.

'વ્હાલી મૃદુલા, તારા તરફનું મને કોઇ જાતનું દુઃખ નથી. તારા સહવાસથી તો હું સ્વર્ગ સુખનો ઉપભોગ કરૂં છું. તારા સહવાસથી હું પૂર્ણ રીતે સુખી છું. સુરેન્દ્ર બોલ્યો.

જો તમે સર્વ રીતે સુખી છો, તો પછી તમારા સ્વભાવમાં કેમ પરિવતન થયું છે? નક્કી તમે મારાથી કંઈ વાત છૂપાવો છો. તમે શા માટે મારા તરફ શંકાની નજરથી જુઓ છો ? શું તમને મારા સહ-વાસથી કંટાળો આવ્યો છે ? નાથ, તમારી ગંભીર મુખમુદ્રા જોઇને હું દુઃખી બનું છું માટે તમને જે કંઈ દુઃખ હોય તે કહો, તો તેનું નિવારણ કરવા હું તૈયાર બનું.' મૃદુલા બોલી,

મૃદુલાના આવા શબ્દો સાંભળી સુરેન્દ્ર વિચારમાં પડી ગયો. 'હું મધુરીને ચાહું છું એ વાત મૃદુલાને જણાવવી કે નહિ? વાત તો

કરવી જ. મારે અને મધુરીને વધારે સમય દુઃખી શા માટે બનવું જોઇએ ? હું મધુરીને ચાહું છું, તે વાત છૂપાવાથી ફાયદો પણ શું ? વ્હેલી મોડી એ વાત બહાર તો આવશેજ તો પછી મૃદુલાને એ વાત કહી મધુરી સાથે લગ્ન કરવાની પરવાનગી શા માટે ન મેળવી લેવી ? મૃદુલા સરળ હૃદયા અને પતિ પરાયણા છે, માટે તે મને દુઃખી જોઈ શકશે નહિ. નક્કી મૃદુલા મારૂં અને મધુરીનું ઐક્ય સ્થાપી આપશે. પણ એ બાબતમાં હું અન્યાયી બનું છું, મૃદુલાથી મને સર્વ રીતે સંતોષ છે. તેનામાં વિદ્યા, સંસ્કાર, સૌંદર્ય અને યૌવન છે, છતાં બીજી યુવતીના યૌવનનો સ્વાદ લેવાની ધૃષ્ટતા શા માટે કરવી જોઇએ ? ખરેખર ! હું મૃદુલા તરફ બેવફા બની શકીશ નહિ. ત્યારે શું મધુરી જેવી પૂર્ણ વિકસિત કુસુમ કળીને મારા વિરહે કરમાવા દેવી ? તેના આશા ભર્યા જીવનને હું કેવી રીતે દુઃખી બનાવી શકું ? વળી મધુરી જેવો આનંદ મૃદુલા કયાંથી આપી શકે. મધુરીના સૌંદર્ય અને સંસ્કાર આગળ મૃદુલા શું હિસાબમાં ? માટે હું તો અવશ્ય તેને મારી સ્નેહરાજ્ઞી બનાવીશ.' એમ વિચાર કરી સુરેન્દ્ર બોલ્યો 'વ્હાલી મૃદુલા, આજ ઘણા દિવસથી હું ધર્મ સંકટમાંથી આવી પડયો છું. અમારી 'કોલેજ'માં મીસ મધુરી નામે એક યુવતી છે. તે યુવતી મારા પર મોહ પામી છે. આજ ઘણા દિવસથી તે મને પોતાનો પ્રેમ અર્પવાની વિનતિ કરી રહેલ છે. મેં તેને અનેક રીતે સમજાવી પણ સમજતી નથી. તે તો દ્રઢ પ્રતિજ્ઞા લઇને બેઠી છે કે, હું તમારીજ સહચરિ બનીશ નહિતર આ જન્મ અવિવાહીતા રહીશ. તેથી હું મૂંઝવણ અનુભવી રહ્યો છું. મધુરી જેવી સંસ્કારી, સૌંદર્યવાન અને સુશિક્ષિત યુવતી મારા વિરહે ઝૂરે એ મારાથી જોઇ શકાતું નથી. એ કુસુમ કળી મારે વિરહે અકાળે કરમાય જાય, એ વિચારે હું દુઃખી બન્યો છું.'

'પ્રાણેશ, આજ સુધી આ વાત છૂપાવી તમે શા માટે દુઃખી થયા? જો તમે પ્રથમથી જ મને વાત કરી હત, તો હું તમારા સુખનો માર્ગ સરળ બનાવી દેત. મીસ મધુરી તમને પ્રેમ અર્પવા તૈયાર બની છે. તે વાત ખરી પણ તમે તેને ચાહોછો? જો તમે મધુરીના સહવાસથી સુખી બની શકો તેમ હો, તો હું સ્વહસ્તે જ તમારૂં અને અને મધુરીનું ઐક્ય કરી દઉં. માટે તમારી ઇચ્છા જણાવો.' મૃદુલા બોલી.

'મૃદુલા, તું દયાની દેવી છો. તું મારે ખાતર આત્મ ભોગ આપી શકે તેમ છે પણ તારા તરફ હું કેવી રીતે બેવફા બની શકું. મારા હૃદયમાં તને સ્થાન મળેલ છે, તેમાં મધુરીને સ્થાન આપી તને દુઃખી કરી શકીશ નહિ. જો કે મધુરી તરફ મને પ્રેમની લાગણી છે, પણ તારે ખાતર હું તે લાગણીને તિલાંજલિ આપીશ. સુરેન્દ્ર બોલ્યો.

'સુરેન્દ્ર, વ્હાલા સુરેન્દ્ર, હજી તમે સ્ત્રીના હૃદયને પીછાની શક્યા નથી. સ્ત્રી પોતાના સ્વામીને ખાતર ગમે તેવા ભોગ આપવા તૈયાર બને છે. આર્ય મહિલા પતિને પ્રભુસમ ગણે છે, માટે તેને ખાતર ગમે તેવા કષ્ટ ભોગવવા તૈયાર બને છે. નાથ, હું તમારી સ્નેહરાજ્ઞી છું, અને તમારા હૃદયમાં મને સ્થાન મળેલ છે, તે વાત ખરી, પણ તમારા સુખને ખાતર, તમારા હૃદય મંદિરના અર્ધ ભાગમાં હું મધુરીને સ્થાન અપાવીશ. અમે બન્ને એકત્ર બની તમારા ગૃહસંસારમાં અમૃત સિંચન કરીશું. માટે બેલાશક તમે મધુરીની ઇચ્છા પૂર્ણ કરો.' મૃદુલા બોલી મૃદુલાની અજબ પ્રકારની નિઃસ્વાર્થવૃતિ જોઇને સુરેન્દ્ર આનંદ પામ્યો.

(૪)

પ્રો. સુરેન્દ્ર અને મધુરીના સ્નેહ લગ્ન થઇ ગયા. એ પ્રેમી યુગલનું ઐક્ય સ્થાપી મૃદુલા કૃત કૃત્ય બની. મૃદુલાએ પોતાના સુખનો ભોગ આપી સુરેન્દ્ર અને મધુરીના માર્ગને સરળ બનાવી દીધો. ખરેખર, મૃદુલાએ પોતાના પતિને ખાતર અપૂર્વ આત્મભોગ આપ્યો હતો.

મધુરી અને સુરેન્દ્રનો ગૃહસંસાર શરૂ થયો. સુરેન્દ્ર પોતાની બન્ને પત્નીઓ પર સમાન ભાવ રાખવા લાગ્યો, અને કેટલાક સમય સુધી એમ ચાલ્યું પણ મધુરી પોતાના સ્વામીનો એ વર્તાવ સહન કરી શકી નહિ

મધુરી અને મૃદુલામાં તફાવત હતો. મૃદુલા પ્રાચીન આર્ય લલનાના સુસંસ્કારથી રંગાયેલ હતી, તેથી પ્રાચીન આર્ય મહિલાની ઉદાર ભાવના તેના હૃદયની અંદર રમી રહી હતી. તે પતિને આરાધ્યદેવ માનતી હતી અને તેને ખાતર ગમે તેવો ભોગ આપવા તૈયાર હતી. પણ મધુરી આધુનિક આંગ્લ શિક્ષણના સંસ્કારથી રંગાયેલ હતી. તે તો સ્ત્રી પુરૂષના સમાન હક્કને માનનારી હતી. પતિને ખાતર તે કોઈ પ્રકારનો ભોગ આપવા તૈયાર ન હતી. વળી તેની ભાવનાઓ પણ ક્ષુદ્ર હતી, પોતાના પ્રેમમાં અન્ય સ્ત્રી ભાગ પડાવે એ તેને રૂચતું ન હતું. તે પોતાની અને .સુરેન્દ્રની વચ્ચે રહેલ મૃદુલા રૂપી ફાંસને કાઢવા માગતી હતી. તેથી તેણે પોતાની જાળ બીછાવવા માંડી. તેણે પોતાના અનુપમ સૌંદર્યને વધારે ને વધારે લૂંટવા દઈ સુરેન્દ્રને પોતાને વશ બનાવ્યો. પછી તો મધુરીએ મૃદુલા વિષયક ધીમું ધીમું વિષ રેડવા માંડયું. સુરેન્દ્ર સાર અસારનું ભાન ભૂલ્યો, તેણે માનવતા વિસારી અને એક કાળ ચોઘડીયે તેણે મૃદુલાને પોતાનું ગૃહ તજી દેવાની આજ્ઞા આપી દીધી. પતિના સુખને ખાતર તેણે એ આજ્ઞા શીર પર ચઢાવી અને કંઇ પણ આનાકાની ન કરતા ગૃહ તજી ચાલી ગઇ અને મુંબઈ જઇને સ્વતંત્ર રીતે નોકરી કરવા માંડી.

સુરેન્દ્ર અને મધુરીનો સ્વતંત્ર ગૃહસંસાર શરૂ થયો. પ્રથમ તો મધુરીના સહવાસથી સુરેન્દ્ર આનંદિત જીવન વ્યતિત કરવા લાગ્યો, પણ ધીમે ધીમે તેને પોતાના સુંદર સ્વપ્ના સરી જતાં લાગ્યા. ધીમે ધીમે તેની અને મધુરી વચ્ચે નજીવા કલહની શરૂઆત થઈ. મધુરી સ્વતંત્ર

વિચારની હતી, તેથી તે મૃદુલાની પેઠે પતિનો પડયો બોલ ઉઠાવવા તૈયાર ન હતી. એક દિવસ સુરેન્દ્રને તાવ આવ્યો, પણ મધુરીએ તેની દરકાર કરી નહિ. દર્દીની સારવાર કરવાનું કામ 'ડૉકટર'નું હોય, એમ વિચારી તેણે 'ડૉકટર'ને તેડાવ્યો 'ડૉકટરે' આવી શરીર તપાસી દવા આપી.

મધુરીને તો આજે એક જાહેર સભામાં ભાષણ આપવાનું હતું, તેથી નોકરને સુરેન્દ્રની તબિયત સંભાળવાનું કહી ચાલી ગઇ. એ સમયે સુરેન્દ્રને બહુજ લાગી આવ્યું. એ સમયે તેને એક પૂર્વ પ્રસંગ સાંભરી આવ્યો. વરસ દિવસ પહેલા સુરેન્દ્ર બીમાર પડી ગયો હતો, તે સમયે મૃદુલાએ રાત્રિ દિવસના ઉજાગરા કરી યોગ્ય શુશ્રુતા કરી તબિયત સુધારી દીધી હતી, તેથી અત્યારે તેને મૃદુલા સાંભરી આવી. અત્યારે મૃદુલા હોય તો મારી શુશ્રુતા કરવા માટે કેટલી ઉત્સુક હોય? અહા! તેના જેવા નારી રત્નને દુભવી મેં મહાન અપરાધ કરેલ છે, હું મહા પાપી છું. આવા વિચાર કરતા કરતા સુરેન્દ્ર નિદ્રાને આધીન થયો.

સાંજે મધુરી ઘેર આવી અને સુરેન્દ્રના ઓરડામાં જઇને બોલી. 'હવે તો તબિયત ઠીક છે ને?'

'હા, તબિયત તો ઠીક છે, મધુરી તું અહીંઆ મારી પાસે આવીને બેસ.' સુરેન્દ્ર બોલ્યો.

તમારી નજીક તો હું બેસી શકીશ નહિ. તમે બીમાર છો, માટે તમારા શ્વાસમાંથી નીકળતા ઝેરી જંતુઓ મારા શરીરમાં પ્રવેશ કરે, તો હું પણ બીમાર પડી જાઉં. માટે તમારી નજીક ન બેસતા આ ખુરસી પર બેસું છું.' એમ બોલી પાસેની ખુરસીપર મધુરી બેસી ગઇ.

'મધુરી, તારો આ વર્તાવ હું સહન કરી શકીશ નહિ. હું બીમાર હોઉ અને તું ગમે ત્યાં ચાલી જા, એ તને શોભે છે ખરૂં? મારી સેવા શુશ્રુતા કરવી એ તારૂં પ્રાધાન્ય કર્તવ્ય છે.' સુરેન્દ્ર બોલ્યો.

'હું તમારી સેવા શુશ્રુતા કરવા બંધાયેલ નથી. મધુરી બોલી.

'મધુરી આ હું શું સાંભળું છું? તારા પ્રથમના શબ્દો યાદ કર. મને દરેક રીતે સુખી કરવાની તેં પ્રતિજ્ઞા લીધી હતી, તે પ્રતિજ્ઞા ક્યાં ગઇ?' સુરેન્દ્ર બોલ્યો.

'તમારી સાથે વૈભવ વિલાસનું સુખ ભોગવવાની પ્રતિજ્ઞા કરી હતી, નહિ કે તમારી સેવા કરવાની !' મધુરી બોલી.

મધુરીના આ શબ્દોથી સુરેન્દ્રને બહુ જ લાગી આવ્યું. તેને હૃદયની અંદર અપાર કષ્ટ થયું. એ માનસિક આઘાતથી તેના મગજ પર ગરમી ચઢી આવી, અને તે બેશુદ્ધ બની ગયો. તરતજ મધુરીએ 'ડોકટર'ને બોલાવ્યો. 'ડોકટરે' આવી સુરેન્દ્રને શુદ્ધિમાં આણ્યો. બસ તે દિવસથી સુરેન્દ્રની તબિયત એકદમ લથડી ગઈ અને છેવટ તેને હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યો.

મૃદુલાની એક બહેનપણીએ મૃદુલાને તાર કરી જણાવ્યું, 'તમારા પતિ બહુજ બીમાર છે, માટે જલદી આવો.' એ તાર મળતાજ મૃદુલા સ્વામીને મળવા નીકળી પડી.

મૃદુલા રાજનગર પહોંચી જઈ. હોસ્પીટલમાં જઇ પોતાના પતિની તબિયત જોઇ. સુરેન્દ્રનો રોગ અસાધ્ય બન્યો હતો, તેથી મૃદુલાના શોકનો પાર રહ્યો નહિ. છેવટ તે હોસ્પીટલમાં 'સર્જન'ને મળી, અને પોતાના પતિને કઈ રીતે આરામ થાય, તેની સલાહ પૂછી.

'બાનુ, તમારા પતિની તબિયત ગંભીર છે. તે કોઇ રીતે બચી શકે તેમ નથી. છતાં એક ઉપાય છે. જો કોઇ મનુષ્યનું તંદુરસ્ત લોહી તેના શરીરમાં દાખલ કરવામાં આવે, તો તેની જિંદગી બચે.' સર્જન બોલ્યો.

'ડોકટર સાહેબ, એમ હોય તો હું મારૂં લોહી આપવા તૈયાર છું.' મૃદુલા બોલી.

'બાનુ, તમારા શરીરમાંથી રક્તનો વ્યય થશે, તેથી તમારી જિંદગી જોખમમાં આવી પડશે. 'સર્જન બોલ્યો.

ડોકટર સાહેબ, તમે યુરોપીયન છો, માટે આર્ય લલનાની ઉદાર-વૃત્તિને નજ પીછાની શકો. હિંદુ યુવતી પોતાના પતિને પ્રભુ સમ માને છે, અને તેને ખાતર ગમે તેવો આત્મભોગ આપવા તૈયાર બને છે. હિંદુ યુવતિઓ પોતાના પતિને ખાતર દેહના બલિદાન આપે છે, અને તેના અનેક દાખલાઓ ભારતિય ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે આલેખાયેલ છે. માટે વિલંબ ન કરતા મારૂં લોહી મારા પતિના શરીરમાં દાખલ કરો.' મૃદુલા બોલી.

ડોકટરે મૃદુલાનું શુદ્ધ લોહી સુરેન્દ્રના શરીરની અંદર દાખલ કર્યું. બસ તેજ વખતથી સુરેન્દ્ર પર જાદુઇ અસર થઇ, અને તેની તબિયત સુધરવા લાગી. પોતના શરીરમાંથી રક્તનો વ્યય થવાથી મૃદુલા બહુ જ અશક્ત બની ગઇ પણ 'ડોકટરો' ની કાળજીભરી સારવારથી બચી ગઇ. આઠ દશ દિવસમાં સુરેન્દ્ર હરતો ફરતો થઇ ગયો. પછી ડોકટરે તમામ હકીકત તેને જણાવી. તે સાંભળી સુરેન્દ્ર બહુ જ આનંદ પામ્યો. તરત જ તે મૃદુલા પાસે ગયો. તે સમયે મૃદુલા આનંદથી પોતાની પથારીમાં બેઠી હતી. મૃદુલાની અને તેની નજર એક થતા જ સુરેન્દ્રની ચક્ષુમાંથી અસ્ખલિત અશ્રુધારા શરૂ થઇ.

પોતાના પતિને દિલગીર થતા જોઇને મૃદુલા બોલી 'પ્રાણેશ, હવે ગઇ ગુજરી ભૂલી જાઓ.'

'મૃદુલા ! દયાની દેવી? હું તારા સદ્‌ગુણોની કિંમત નજ આંકી શક્યો, મેં દુષ્ટે તમે બહુજ કષ્ટ આપ્યું છે. હું નાદાન મધુરીના સૌંદર્યમાં અંધ બની સાર અસારનું ભાન ભૂલ્યો હતો. મધુરીની વાણી રૂપી ઇન્દ્રજાળમાં ફસી મેં પાપીએ તને બહુજ અન્યાય કરેલ છે, છતાં પણ તેં મારા અપરાધને ભૂલી જઇ, મને મરણના મુખમાંથી બચાવી

લીધેલ છે અને તારી ઉદારતાનો પરિચય કરાવેલ છે. આર્ય લલનાની વિશાળ ભાવનાને અને નિઃસ્વાર્થ સેવાવૃત્તિને હું આજેજ પીછાની શક્યો. પતિને ખાતર મરી ફીટવાની ભાવનાથી રંગાયેલ રમણી હિંદમાંજ મળી આવે છે. અન્ય દેશની રમણીઓ એ ભાવનાથી રંગાયેલ નથી. ખરેખર આર્ય રમણીના આદર્શો આગળ માનવીના શિર નમે છે! મૃદુલા! વ્હાલી મૃદુલા! હું તારો મહાન અપરાધી છું માટે મને ક્ષમા આપી કૃતાર્થ કર.' સુરેન્દ્ર બોલ્યો.

'નાથ, આમ બોલી મને દુઃખી ન કરો. તમે તો મારા આરાધ્ય દેવ છો માટે હવે ગત વાતને ભૂલી જાઓ.' મૃદુલા બોલી.

આ પ્રમાણે મૃદુલાએ અજબ નિઃસ્વાર્થવૃતિથી પોતાના પતિ સુરેન્દ્રના મોહને નષ્ટ કર્યો.

બસ તે દિવસથી ફરી મૃદુલા અને સુરેન્દ્ર પૂર્વવત આનંદથી રહેવા લાગ્યા. ખરેખર, મૃદુલા જેવી આર્ય રમણીઓથી ભારતભૂમી ઉજ્જવળ છે.



# પાણીના પૈસા

[ લેખકઃ-શ્રી. વશરામભાઇ જી. પટેલ ]

'**પાંચ**, દશ, વીશ, ત્રીશ,......" પાંચ-પાંચ અને દશ-દશની નોટો ગણતાં દારૂના પીઠાવાળા કલાલ શેઠ શ્યામચરણદાસે સીગારનો દમ ખેંચ્યો.

.........ને સીગારના દમથી તેના ભેજામાં એક નવિન વિચાર ઉદ્‌ભવ્યો. 'સાલ્લા! લોક કેવા અદેખા છે? સો રૂપિયાનો વકરો ગલ્લામાં આવે છે તે બી દેખી શકતા નથી! અને તેમાંયે પેલા સફેદ સ્વાંગવાળા મહાસભાવાદીઓએ તો દુનિયાનું નખ્ખોદ વાળી નાખ્યું છે. પોતા પાસે પૈસા ન હોય એટલે દારૂ ન પીએ પણ બીજાને પણ ન પીવા દીએ? કેવા અદેખા!' ખરા હૃદયથી શાપ આપતા હોય તેમ શેઠે એક ઉંડો નિઃસાસો નાખ્યો ને સીગારનું ઠુંઠું બુઝવી ફેંકી દીધું.

'અરે! કીશન! તારા ઘણા પૈસા ચડી ગયા છે, કે'દિ આપીશ? આજે હવે પૈસા વિના એક પ્યાલી પણ હું નથી આપવાનો. દારૂ પીવા આવનાર એક મિલ મજૂરે પીઠામાં પગ મૂકતાં જ તેને ઉદ્દેશીને શેઠે કહ્યું.

'શેઠ! એમ ન કરો' જીવતદાન યાચવા જેવી આજીજી કરી કીશને કહ્યુ 'આવતે રવિવારે મિલમાં પગાર થાશે એટલે આપના બધાં દોઢિયાં ભરી આપીશ, પણ આજે તો એક પ્યાલી આપોજ.'

'તમે લોકો પીવામાંજ સમજો છો પણ પૈસા આપવામાં પાછા સમજતા નથી' મોં બગાડતાં શેઠે રંગ-બેરંગી ગોઠવેલ શીશામાંથી એક પ્યાલી ભરી આપી.

પ્યાલી હાથમાં લઈ શેઠે કીશનને આપવા ધરી ત્યારે એ મિલ મજૂરને લાગ્યું કે, કલાલ શેઠ ખરેખર તેને અમૃત પાનની બક્ષીસ કરી રહ્યા છે. તેણે હસતે વદને પ્યાલી લીધી અને ઓષ્ટ ઉપર માંડી.

કીશન જેવા તો અનેક મજૂરો શેઠના પીઠામાં હરહંમેશ આવતા હતા. મિલોમાં કાળી મજૂરી કરી આખા દિવસના શ્રમથી લોથપોથ થયેલા પાછા ઘર તરફ વળતાં તેઓ શેઠના પીઠાની હંમેશાં મુલાકાત લેતા હતા. શ્યામચરણદાસ શેઠનું ગુજરાન આ શ્રમજીવીઓ ઉપરજ ચાલતું હતું, અને જે દિવસે મિલમાં પગાર થયો હોય તે દિવસે તો શ્યામચરણના પીઠામાં જાણે ટંકશાળ કેમ પડતી હોય!

છેલ્લાં દશ વર્ષથી કલાલ શ્યામચરણદાસ કાઠિયાવાડમાંથી આવી રાજનગરમાં વસ્યા હતા. ને મિલ મજૂરોના વસવાટવાળા વિસ્તારમાં દારૂનું એક પીઠું ચલાવતા હતા. ગરીબ, અજ્ઞાન શ્રમજીવીઓને મળતા રોટલાના બટકામાંથી આમ ભાગ પડાવી પડાવીને તેણે એક સુંદર બંગલો તાજેતરમાં જ બાંધ્યો હતો. તેઓ મનમાં કહેતા કે આપણે તો પાણીના પૈસા લેવાના! અને પૈસાદાર થવાનો ઉત્તમ ધંધો એક આ જ છે. આમને આમ હજુ દશ વર્ષ સુધી આવી ધીકતી કમાણી ચાલે તો આપણા તો વંશ-વારસોનો ઉદ્ધાર થઈ જાય.

* * *

'અરે! બાપુ! આ મારા ઉપર શું નાખ્યું?' શ્યામચરણની હવેલી નીચે પડેલા એક આંધળા ભિખારીએ હૃદય પીગળાવી નાખે એવા કરૂણ અવાજે કહ્યું.

શિયાળાની ઠંડી રાત્રે થરથરતો એક આંધળો ભિખારી મહામહેનતે ફુટપાથ ઉપર ચડીને શ્યામચરણના મકાનની દિવાલને અઢેલી ટુંગરાઈને પડયો હતો, તેવામાં ઉપરથી પાણી પડયું, ને ભિખારીના હાજા ગગડી ગયા.

'અરે ! બાપુ ! હું મરી જાઉં છું. મને ટાઢ વાય છે.' તેણે રડમશ અવાજથી બીજી વખત કહ્યું. પરંતુ તેનો કરૂણ ધીમો અવાજ બંગલામાંથી છૂટતા સંગીતના સૂરોમાં જ કયાંય શમાઈ જતો હતો.

શ્યામચરણના ઉપરના દિવાનખાનામાં આજે સંગીતનો જલસો હતો. પોતાને ત્યાં પુત્ર–જન્મની ખુશાલીમાં શ્યામચરણ શેઠે સ્નેહિઓ, સ્વજનો અને પોતાના ધંધાર્થી ભાઈઓને આમંત્રણ આપ્યાં હતાં. એક ઉસ્તાદ ગવૈયો આશાના સૂર છેડી રહ્યો હતો. સૌ આનંદમાં લીન હતા. શેઠના મિત્રો ચહાપાણી પી કોગળા કરી રવેશમાંથી વારંવાર પાણી ફેંકયા કરતા હતા તે નીચે પડેલા ભિખારી ઉપર પડતું હતું, ને ભિખારીએ ત્રીજી વાર કહ્યું. 'બાપુ ! એ દયાળુ ! પાણી ફેંકોમાં ને ! રાતનો રાત અહીં પડયો રહું, સવારે તો ધરમશાળામાં હાલ્યો જાઈશ.'

ગવૈયાએ ધીમેથી આલાપ ખેંચ્યો ત્યાં આ કરૂણા શબ્દો શ્યામ-ચરણના કાને અથડાયા. પોતાના રંગમાં ભંગ પડયો હોય તેમ બબડી ઉઠયા, 'સાલો ! કોણ છે એ ?' કહેતાં રવેશમાંથી નીચે ડોકીઉં કાઢયું. 'એલા ! કોણ છે એ ! ત્યાં કેમ પડયો છો ? ઉઠ ! ઉઠ !! બદમાશ !' શુરવીર યોદ્ધાને છાજે એ રીતે ગર્જના કરી.

'બાપુ ! ધરમશાળામાં જાવું'તું પણ રસ્તો જડયો નહિં તેથી...'

'ચાલ, ચાલ, લાંબી પંચાત નહિ આ ધરમશાળા છે ? સાલા ! દેખતો નથી ? આંધળો છો ? આંખો ફુટી ગઈ છે ? ત્યાં લપાઈને શું

બેઠા છો ? શું ચોરી કરવી છે ?' ભિખારી ઉત્તર આપતો હતો ત્યાં વચ્ચેથી જ શેઠે એને ઉધડો લીધો અને એના પગીને હુકમ કર્યો કે, 'દેવલા ! કાઢી મુક એને, ઉઠાડી મુક ત્યાંથી ! સાલ્લા હરામી એવાને એવા ચાલ્યા આવે છે !' ધુંધવાતા મગજે શેઠ પાછા સોફા ઉપર પડયા. પોતાના બંગલાની દિવાલમાંથી રખેને કોઈ પત્થર કાપી જશે, અગર તો ક્યાંક બંગલામાં કોઈ ઘૂસી જશે, એ ભીતિથી શેઠ ધૂવાંફૂવાં થઇ ગયા.

શેઠના ઉશ્કેરાઈ જવાથી આશાની મોજ માણુતી સંગીત પાર્ટિમાં નિરાશા છવાઇ ગઈ, બધાને જાણે કે બેચેની થઈ આવી હોય તેમ 'કોણ છે ? કોણ છે ?' એમ કુતુહલવૃત્તિથી પૂછવા લાગ્યા અને ખુશામતના બેચાર ઇજારદારોએ શેઠને શાંત પાડવા વગર માગી સલાહ આપી દીધી કે, 'એવાને તો મારીને કાઢી મૂકવાજ જોઇએ. ભિખારી હોવાનો ડોળ કરી એવા કેટલાયે ડાંકુ શહેરમાં રખડે છે.'

મિનિટ—બે મિનિટ શાંતિમાં પસાર થઈ ગઈ. શેઠ કંઇક શાંત પડયા, પણ આનંદમાં આમ અચાનક ભંગ પડવાથી તેને બહુ ખેદ થયો ને તેના કારણભૂત પેલા ભિખારીને ગણી તેને મનમાં ગાળો ભાંડતા હતા ત્યાં નીચેથી સંભળાયું 'ચાલ ! ચાલ !! ઉભો થા !'

"અરે મારોમાં બાપુ ! જાઉં છું...જુલમ !! પ્રભુ !!'

'હવે ! હાલ્ય ! હાલ્ય ! પ્રભુ વાળી !'

શ્યામચરણના પગી દેવલાને પણ પોતાના શેઠના રાક્ષસી સ્વભાવનો પુરતો પાશ લાગી ગયો હતો. ને વધુમાં શેઠે હુકમ કર્યો હતો એટલે એણે જબરજસ્તીથી ઢસડીને અને સખમ માર મારીને પણ તે અંધા ભિખારીને કાઢી મૂકયો. જતાં જતાં વૃદ્ધ ભિખારીએ કકળતી આંતરડીએ કદુઆ દીધી કે, 'તમારૂં સત્યાનાશ જજો.'

ઉપર ઊભાં-ઊભાં શ્યામચરણે બધું જોયું-સાંભળ્યું, પરંતુ તેનું હૃદય એટલું તો શ્યામ થઈ ગયું હતું કે દયાનો તો અંશ પણ તેમાં રહ્યો નહોતો. તેના પીઠામાં પણ જે મજૂરો અને મવાલીઓ આવતા તેના તરફ ઘણું જ અપમાન ભર્યું અને ધૃણાસ્પદ વર્તન દાખવતા. કોઇ કોઈ વખત તેમાંના કોઇને મારતા અને તેમની ચીજ વસ્તુ ખૂંચવી ધક્કા મારી કાઢી પણ મૂકતા, ગડથોલિયાં ખાતા, ટાંટિયા ઢસડતા દારૂડિયાઓ તેના પીઠાં સામે કલાકો સુધી આક્રંદ કરતા પણ તેથી શ્યામચરણના વજ્રહૃદયમાં લેશ પણ દયા આવતી નહિ...એટલે આજે પણ આ ભિખારીને પગી પાસે માર ખવરાવી કાઢી મૂકતાં તે અચકાયા નહિ. પાણીના પૈસા પેદા કરનાર અને માર્ગ ભૂલ્યાં માનવીઓનો આર્થિક સંહાર કરનાર કસાઈમાં દયાનો છાંટો કયાંથી હોય?

* * *

'કીશન ! લાવ પૈસા !'

'પૈસા તો નથી, શેઠ !'

'એ નહિ ચાલે. તેં કહ્યું હતું ને કે રવિવારે મિલમાં પગાર થશે ત્યારે આપીશ? આજે રવિવાર છે'

'શેઠ....!' કીશન ગળગળો થઇ ગયો. 'શેઠ આજે મને મિલમાંથી રજા મળી ગઇ. અમારા માસ્તરે શેઠ આગળ મારી રાવ ખાધી કે, કીશન હંમેશ પીઠામાં જાય છે તેથી કામ ઉપર મોડો મોડો આવે છે.'

'હા, તે તું લુચ્ચો છો. ઠીક હવે વધુ પંચાત નહિ. પૈસા લાવ' શ્યામચરણે કીશનનું કાંડુ પકડયું.

'શેઠ! બાપુ! હાથમાં આવશે એટલે તરત જ આપી દઇશ. આજે એક પ્યાલી મને......'

'હરામજાદા! પૈસા આપતો નથી ને પ્યાલી જોઇએ છે? પૈસા આપીશ ત્યારે જ આ તારી પાઘડી આપીશ' એમ કહેતા શ્યામચરણે કીશનની ફાટીતૂટી પાઘડી ઉતારી લીધી. 'એમ કરો નહિ, શેઠ! મારા છોકરાના સોગન છે, જો તમારા પૈસા ન આપુ તો. મે'રબાન! મને પાઘડી તો પાછી આપી દ્યો.' કહેતા કીશને પાઘડી ખેંચી.

શેઠ ઉશ્કેરાયા. તેણે પાઘડી પાછી ખેંચી. તેના આવા વર્તનથી કીશનને પણ ગુસ્સો ચઢયો, 'કેટકેટલા પૈસા આપ્યા છતાં આજ આટલા પૈસા માટે પાઘડી ખૂંચવે?'

તેના મનમાં એકદમ ક્રોધ વ્યાપી ગયો, ને તેણે જોરથી પાઘડી ખેંચી લીધી.

પકડાયેલ પાઘડી હાથમાંથી એકદમ ખૂંચવાઇ જતાં, ઝટકો લાગતાં શેઠની જાજરમાન કાયા બે ત્રણ ડગલાં પાછળ હટી ગઇ ને પાછળ ગોઠવેલા શીશા ઉપર પડી જવાયું.

'ઉં...હ...!' કરતાં સ્થુળ દેહને સમારતાં મહામહેનતે બેઠા થતાં બૂમરાણ મચાવ્યું કે, 'તેં મારા ઉપર હુમલો કર્યો છે કેમ? આ દારૂના શીશા ઉપર તરાપ મારી છે કેમ? પોલીસ! પોલીસ!!' ગરબડ સાંભળી પાસેની પોલીસ ચોકી પરથી એકદમ પોલીસ દોડી આવ્યો.

"યાદ રાખ! હમણાં જ તારી ખબર લઉં." કહેતાં પીઠા બહાર નીકળ્યા, ત્યાં સામેથી આવતા પોલીસને જોઇ, શરીરમાં નવું જોમ આવતાં અવાક બનેલા કીશન ઉપર એકદમ હલ્લો કરી બે તમાચા જોસથી ચોડી દીધા, ને પોલીસને ફરિયાદ કરી કે, "આ હરામીએ પીઠામાં પ્રવેશી દારૂ લઇ જવાની કોશીશ કરી છે."

પોતાનો ગાલ ચંચવાળતો બાઘા જેવો કીશન ઊભો હતો ત્યાં પોલીસે તેને પકડી લીધો, ને તેના નિયમ પ્રમાણે બે–ચાર સોટીઓ પણ મારી લીધી. કીશનના મુખમાંથી દુઃખોદ્‌ગાર નીકળી ગયા કે, 'અરેરે! પડયા ઉપર પાટુ? નોકરી પણ તૂટી અને આ આફત આવી? આ બધું દારૂની બૂરી લતને લીધે જ થયું. દારૂએ મારૂં સત્યાનાશ વાળ્યું, મારી પાયમાલી કરી નાખી! જાગ્યા ત્યાંથી સવાર! આજથી દારૂનો સ્પર્શ કરવો પણ હરામ છે.

આમ પસ્તાવો કરતો બબડતો કિશન પોલીસ સાથે ધીમે પગલે ચાલતો થયો એટલે પાછળથી શ્યામચરણ મલકાતે મુખે ગર્વ ભરી નજરે જોઈ રહ્યો, અને કોન્સ્ટેબલ પાસે ફરિયાદ નોંધાવા જવા તૈયાર થયો.

હેડકોન્સ્ટેબલ પોતાના મિત્ર શહેરના સ્થાનિક પત્ર "માર્ગદર્શક" ના અધિપતિ મી. શુગરવાલા સાથે કયારના ખાનગી મસલત ચલાવતા ઓફીસમાં જ બેઠા હતા. જેની પાસેથી પ્રસંગોપાત ભેટ–સોગાદો મેળવી હતી અને હજુ પણ મળવાની આશા હતી એ કલાલ શેઠ શ્યામચરણને આવતા જોઇ કોન્સ્ટેબલે મોં મલકાવી આવકાર આપતા કહ્યું 'આવો! આવો!! આજે તો તમે?'

પત્રના અધિપતિ મી. શુગરવાલાએ પણ સહેજ સ્મિત માથું નમાવી શેઠને સન્માન્યા, તે પણ માત્ર શિષ્ટાચારની ખાતર જ!

'આ જુઓને પેલો નાલાયક!' બહાર પોલીસ પાસે નીચું માથું રાખી ઉભેલ કિશન તરફ અંગુલિનિર્દેષ કરતા શેઠે પોતાની બેઠક લીધી, અને આગળ ચલાવ્યુ કે, 'એણે શીરજોરાઇથી પીઠામાં પ્રવેશી લૂંટ કરવાનો પ્રયાસ કર્યો છે, તે ફરિયાદ નોંધાવા આવ્યો છું.'

'એ...મ...?' પોતે જેની સાથે સંબંધ ધરાવતા હોય એ બધા સાચું જ બોલે એવું સમજતા કોન્સ્ટેબલે દાંત ભીંસ્યા ને, 'કયાં છે એ

બદમાશ....?' કહેતાં પોતાના અમલદારી તોરને એકઠો કરતાં હાથમાંની સોટી હલાવતા ઉભા થયા કે તરતજ ટેબલ ઉપરના ટેલીફોનની ઘંટડીએ ટ્રન્ન્ન્ કરી તેમનું ધ્યાન ખેંચ્યું.

તરતજ કોન્સ્ટેબલે રીસીવર હાથમા લીધું, 'હાં...અલાવ....! હાં હું ! શ્યામચરણ કલાલ શેઠ ! હા...પેલા કાઠિયાવાડી કલાલ શેઠ ! હા...તેમના...બંગલા પાસે?....રાતે...તેના પગી ઉપર શક...તપાસ? આવું છું.'

રીસીવર મૂક્યું ન મૂક્યું ત્યાં તો ટેલીફોનના ત્રુટક શબ્દો સાંભળી શ્યામચરણને વીજળી જેવો ઝાટકો લાગ્યો. તે કાંઇ પણ બોલે ત્યાર પહેલાં જ 'ચાલો! તમારા બંગલા પાસે એક આંધળા ભિખારીનું મૃત શરીર પડેલું છે. તમારા પગીએ તોફાન કર્યાનું જણાય છે. ચાલો તપાસ માટે જલદી જવાનું છે.' કોન્સ્ટેબલે તૈયારી કરતાં કહ્યું, ને પોલીસને અચાનક હુકમ આપી દીધો કે, 'એઈ! દીનારસંગ ! એ દારૂડિયા મજૂરને દસ ફટકા મારી કાઢી મૂક.'

'હું પણ આ બીનાનો રીપોર્ટ લેવા તમારી સાથે આવવા ચાહું છું' અત્યાર સુધી શાંત બેઠેલા અધિપતિ–મિત્રે જણાવ્યું, ને પોતાની હેટ હાથમાં લીધી.

'હા. ઘણી જ ખુશીથી.'

સ્વજનના મૃત્યુથી જેમ હૃદયાઘાત થાય અને મગજનું સમતોલ-પણું ગુમાવી બેસે તેવી સ્થિતિ શ્યામચરણની થઇ ગઇ. કોન્સ્ટેબલની સાથે પત્રના અધિપતિ આવવા તૈયાર થયા, એ જમને ઘર બતાવવા જેવું થયું. તેને તો બધી વાતનો ખ્યાલ આવી ગયો કે, પેલો અંધ ભિખારી–ડોસો મરી ગયો હશે! દેવલા પગીએ સખત માર્યો હશે! કમજાત દેવલાએ મારી આબરૂને કલંક લગાડયું! પણ હરકત નહિ,

હિંમત હારવાથી શું વળશે? પ્રભુએ પૈસા આપ્યા છે તે શા કામના છે? જતી આબરૂ બચાવવામાં લક્ષ્મી કામ નહિ આવે તો બીજા શું કામમાં આવશે?' એકજ પળમાં તેણે કાંઈક વિચાર કરી લીધો, હૈયે હિંમત ધારીને કોન્સ્ટેબલ અને અધિપતિ સાથે મોટરમાં બેસી પોતાના ઘર તરફ ગયા.

મોટર બંગલામાં પ્રવેશી. શ્યામચરણે એક ઓરડામાં કોન્સ્ટેબલ અને અધિપતિને સન્માનથી બેસાડયા. જમાદાર ઇબાદતખાન પંચ કેસનાં કાગળિયાં કરવાનો હુકમ કરી પોતે મિત્ર–આધપતિ સાથે વાતચીતમાં જ રોકાયા, ને બહાર એકઠા થયેલા લોકો બોલતા સંભળાયા કે, 'શું છે? અરર... આને કોણે મારી નાખ્યો? એ બિચારો આંધળો હતો... અરે આ કસાઈ જેવો કલાલનો પગી છે ને? તેણે ગઇ રાત્રે તેના શેઠના કહેવાથી ખૂબ માર માર્યો...અરે! પણ આ બિચારાએ એનું શું બગાડયું હતું?...આ તો ગજબ થયો...માણસોમાંથી સાવ દયા જ ઉડી ગઇ!...શેઠ–શ્રીમંતો પણ આવા જુલમ આદરવા મંડયા છે! ...દુનિયાનું શું થવા બેઠું છે?...પૃથ્વી રસાતાળ જશે!...અરેરે! આમાં પૃથ્વી ઉપર વરસાદ કયાંથી થાય?...માણસોના પાપ કાંઇ ઓછા છે?..." વગેરે અનેક ચર્ચાભર્યા વાગ્બાણ લોક સમુહમાંથી સંભળાવા લાગ્યા.

અધિપતિની આંખમાં તેજ ચમકયું. તેણે કોન્સ્ટેબલ સામે જોયું, ને કોન્સ્ટેબલે કલાલ શેઠ શ્યામચરણ સામે જોઇ ધીમેથી કહ્યું, 'આ લોકો શું બોલે છે તે સાંભળ્યું?'

......ને શ્યામચરણ શ્યામ મોઢે કોન્સ્ટેબલને અને અધિપતિને ઘણીવાર સુધી કંઇક ખાનગીમાં સમજાવી રહ્યા હતા. ઇલાયદા ખંડમાં બીજું કોઇ હતું જ નહિ. ઘણી વાટાઘાટને અંતે કંઇક નિર્ણય પર આવ્યા હોય તેમ અધિપતિએ ટેબલ ઉપર હાથ પછાડતાં 'Oh!

I see! કહ્યું, ને શ્યામચરણ મૂંગે મોંએ પોતાની ચેક બુકમાં સહી કરવા લાગ્યા.

'અરે ! ઇબાદતખાન ! તેના પંચ કેસના કાગળિયાં પૂરાં થઈ ગયાં ? અહીં મને બતાવજો પછી જ પોસ્ટ મોરટમ માટે હૉસ્પીટલમાં લઈ જજો.' કોન્સ્ટેબલે કહ્યું.

'અને આ લોકોને હવે શું જોવાનું છે? વિખેરી નાખો એને !' સાહેબે બીજો હુકમ છોડયો. અરેરાટી કરતું લોકોનું ટોળું વિખરાવા લાગ્યું.

તેજ સાંજે 'માર્ગ દર્શક' પત્રના ખાસ વધારામાં ધ્યાન ખેંચે તેવા શિર્ષકથી છપાયેલું બહાર પડયું કે, 'ભુખમરાથી એક વૃદ્ધ ભિખારીનું નિમજેલું મૃત્યુ. ભુખમરાથી માટી ખાધી છે એવો મેડિકલ અભિપ્રાય.' 'માર્ગદર્શન'ના માર્ગ ભૂલ્યા અધિપતિએ સત્ય હકીકતને ઉડાડી દઇ લોકોને ભરમાવ્યા, બેધારૂં જીવન ગાળતા સમાજના કલંક રૂપ કલાલ શેઠ જેવા આવા શ્રયતાનોના કાળાં કર્મો ઉપર ઢાંક-પિછોડો કરી પૈસા ઓકાવવાની નીતિ અખત્યાર કરી બેઠેલા પત્રના અધિપતિઓને પ્રભુ સન્મતિ આપો !

આજકાલ કરતાં વાતપર વર્ષો વીતિ ગયાં. શ્યામચરણે તો પાણીના પૈસા મેળવવાનો એનો એ ધંધો ચાલુ જ રાખ્યો છે. મિલો બંધ થાય, ને સાંજ પડે એટલે શ્યામચરણના પીઠાં પાસે મેળો જામતો.

......અને એ વખતે આપણા દેશના સદ્‌ભાગ્યે મદ્યનિષેધ જેવી પવિત્ર પ્રવૃત્તિને હિંદી મહાસભાએ ઉપાડી લીધી. અનેક વિટંબનાઓને વટાવી બધા વર્ણનો મીઠો સહકાર સાધી, સરકારનો પણ સાથ મેળવી મહાસભાએ રાજનગરમાં મદ્યનિષેધની પહેલ કરી. મદ્યનિષેધ સમિતિઓ નીમાઈ. કોઇ પણ વ્યક્તિ દારૂ પીએ, દારૂ બનાવે કે ગાળે કે બહારથી આયાત કરે તો સખત નશ્યતે પહોંચાડવા માટે જાપ્તો રાખવામાં

આવ્યો. ધીમેધીમે લોકોનાં–દારૂડિયાઓનાં મન પણ દારૂબંધી તરફ વળ્યાં, ને લાખોનાં જીવન રૂંધી નાખનાર એ મદિરા રાક્ષસીનો સદંતર બહિષ્કાર કરવામાં આવ્યો.

શ્યામચરણદાસને થયું કે, હવે રાજનગરમાંથી આપણું લહેણું ખૂટયું છે. દારૂબંધી અમલમાં આવ્યા પછી કાયદાને માન આપીને તેણે કચવાતે દિલે હિંદી મહાસભા ઉપર કરોડો શ્રાપ વરસાવતાં–વરસાવતાં પીઠું તો બંધ કર્યું, પણ ઘર આગળ ખાનગી રીતે દારૂ ગાળવાની ભઠ્ઠી રાખી છૂપું વેચાણ જારી રાખ્યું.

પાપ બોલશે નહિ, અને બોલશે ત્યારે ડુબાડી મારશે એ ખચિત છે ! શ્યામચરણનાં આજ સુધીનાં સંચિત પાપકર્મો જાણે એક સાથે ફૂટી નીકળ્યાં હોય તેમ, એક દિવસ અચાનક આબકારી પોલીસ પાર્ટિએ બાતમી ઉપરથી શ્યામચરણના બંગલા ઉપર દરોડો પાડયો.

......અને શ્યામચરણને તેમાં નવાઈની વાત તો એ લાગી કે, વર્ષો પહેલાં જે મજુર–કીશનને તેણે ખોટી રીતે દસ ફટકાની સજા કરાવી હતી તેજ કીશન આજે આબકારી પોલીસ તરીકે પોતાની આબરૂ લેવા ધસી આવ્યો હતો.

આબકારી પોલીસ પાર્ટિએ બંગલામાં, બગીચામાં, પગીને રહેવાની ઓરડીમાં એમ બધે ઝીણવટથી તપાસ કરી–કરાવી દારૂ ગાળવાનાં સાધનો અને તયાર દારૂના શીશાઓ હાથ કર્યાં, પંચ કેસ કરી, સ્થાનિક તપાસ પછી શ્યામચરણને ન્યાયની કચેરીએ ખડો કરી દીધો.

ન્યાય પવિત્ર છે અને ન્યાયાસને બિરાજનાર પવિત્ર હોય તો લક્ષ્મીનું મગદૂર નથી કે તે ન્યાયને કલંકિત કરી શકે ! શ્યામચરણના સઘળાં હથિયાર મ્યાનમાંજ રહી ગયાં. પાણીમાંથી મેળવેલ પૈસા પાણીની પેઠે વાપર્યા. પોતાની નાક સાચવવા કાયદાના કાવાદાવા ખેલવા અનેક કાયદાબાજોને રોકયા અને ખૂબ લૂંટાયો.

પરંતુ ન્યાય એ તો ન્યાય જ ? કાયદો તો શ્રીમંત કે શ્રમજીવી દરેકને સરખો લાગુ પડે છે.

...અને શ્યામચરણને આખરે જેલની અંધાર–કોટડીના દર્શન કરવા જ પડયા.

...અને ત્યાર પછી બીજે જ મહિને જેલમાં ખબર આવ્યા કે, શ્યામચરણનો એકનો એક છોકરો ગુજરી ગયો છે. જેઇલ વોર્ડરે કેદી નં. ૧૪૩ને ખબર આપ્યા કે, તારો છોકરો ગુજરી ગયો છે. ઉપર વીજળી પડેને મગજમાં આંધી ચડી જાય તેમ હૃદયસ્પર્શી આઘાત થતાં કેદી નં. ૧૪૩ રડી રડીને એક અઠવાડિયામાં જ આંધળો થયો.

ઘણાક દહાડા વીતિ ગયા. કેદી નં. ૧૪૩ ની સજા આજે પૂરી થતાં તેનો છૂટકારો થવાનો હતો.

"આને લેવા કોઇ આવ્યું નથી. કેમકે એના વંશવારસો કોઇ છે નહિ. આ કાઠિયાવાડનો કલાલ છે, ને હવે તો એના પાપે આંધળો થયો છે. એનું શું કરવું ?" જેલ સુપ્રિ. સાહેબ વિચાર કર્યો ને કેદી નં ૧૪૩ને પૂછ્યું, "એઇ તારે હવે કયાં જાવું છે?"

"મારે હવે મરી જાવું છે," કહેતાં તે રડવા લાગ્યો.

......ને જેઇલ સત્તાવાળાઓએ તેને અપંગાશ્રમાં મોકલી આપ્યો.



# ભક્તરાજ ગાંગો

[ લેખક : શ્રી દિવેશ્વર લાલજી પંડયા ]

**પ્રભાસ** પાટણુથી તુલસીશ્યામ અને ગુપ્ત પ્રયાગ વિગેરે તીર્થ સ્થળોએ જવાના ધોરી રસ્તા પર ગાંગેચા નામક નાનું ગામ આવેલ છે. એ નાનકડા ગામે અનેક રાજ્યોના ઉદય અને અસ્ત જોયા હતા, અને સારાષ્ટ્રની અનેક ઉથલ પાથલની તેને જાણુ હતી. સૌરાષ્ટ્રના રાજપુતો અને કાઠીઓની ઉદારતા તેણે નીહાળી હતી. પોતાના મસ્તક સ્વહસ્તે ઉતારીને દાન દેનાર, દિકરાના મસ્તકના દાન દેનાર, અને દેહના દાન આપનાર અનેક દાનવીરો તેણે જોયા હતા. મરાઠા લશ્કરના જુલ્મોનો, વાઘેરોના, કાદુ મકરાણીના અને રામવાળાના બહારવટાનો તેણે અનુભવ કર્યો હતો. સોરઠી ચારણીયાણીના સતીત્વના પ્રભાવો તેણે જોયા હતા. કુહાડીના એકજ ઘાથી મદોન્મત્ત વનરાજોની ખોપરીને ચીરી નાખનાર યુવાનો તેની આસપાસની ભૂમીમાં પાકયા હતા. સૌરાષ્ટ્રની અનેક સુકી લીલીનો તેને અનુભવ થઇ ચૂકયો હતો. જુનાગઢના ઓલીયા નવાબોની દાતારાઇના ગુણગાન તેણે સાંભળ્યા હતા. ઇતિહાસના અનેક થરો તેના પર ચઢી ચૂકયા હતા. એવું પુરાણું ગાંગેચા ગામ આજથી ત્રણુસો વર્ષ પર આબાદ સ્થિતિમાં હતું. અત્યારે તો ગામ ભાંગીને ભૂકો થઇ ગયું છે, અને તેનું મહત્વ પણ ઘટયું છે. જૂના કાળમાં જે

તીર્થ સ્થળોના ધોરી માર્ગ પરનું માતબર ગામ હતું અને અનેક યાત્રિકોએ ત્યાં વિશ્રાન્તિ લીધી હશે. પણ આધુનિક સમયમાં રેલવે થવાથી પગ રસ્તાની યાત્રા બંધ થઇ છે, અને તેની સાથે એ ધોરી રસ્તાની મહત્તા પણ ઘટી છે, અને તે સાથે ગાંગેચા પણ ભાંગીને ભૂકો થઇ ગયું છે. અત્યારે તો એક તીર્થ સ્થળ તરીકે તેની રહી સહી મહત્તા ટકી રહી છે. ગાંગાની સાળ નામક નિર્મળ પાણીનો કુંડ અને ગંગનાથ મહાદેવનું મંદિર, એ અત્યારની તેની મહત્તાની નિશાની.

આજથી ત્રણસો વર્ષ પહેલા પ્રભાસ પાટણથી તુલસીશ્યામ જવાના ધોરી માર્ગ પર ગાંગેચા ગામ હતું. ગાંગેચાના પાધરમાંથી અનેક યાત્રાળુના સંઘ પ્રભાસ પાટણ અને તુલસીશ્યામ જતા ત્યાંથી પસાર થતા હતા. એ ધોરી રસ્તા પર દ્રઢ ભક્ત ગાંગાનું મકાન હતું. મકાન પાસે મોટું વડનું ઝાડ અને એ વડ નીચે પોતાની સાળ રાખી ગાંગો ભક્ત પાણકોરાના વેજા વણે અને પ્રભુનું ભજન કરે. રાત્રિ દિવસ તેના મોઢામાં રામનું નામ હોય જ. ગાંગો ભક્ત પવિત્ર પુરૂષ હતો.

ગામમાં કોઇ ન ઉઠ્યું હોય, તે પહેલા તે ઉઠતો અને નાહીને પ્રભુની પૂજામાં લાગી જતો. આચાર વિચારમાં તે બ્રાહ્મણ કરતાં પણ ચઢીયાતો હતો, ગામમાં તેની હાનસ્તા માણસ તરીકે ગણના થતી હતી. પાણકોરૂં વણવામાંથી જે કમાણી થતી તેમાંથી તે પોતાનું ગુજરાન ચલાવતો અને બાકીની રકમ સાધુ સંતોને ખવડાવી દેતો. રાત્રે તેને ત્યાં ભજનની ધૂન લાગતી. હાથમાં તંબુરો રાખી ગાંગો ભક્ત અર્ધી રાત સુધી ભજનની ઝડીયો વરસાવતો. પાણકોરૂ વણવું અને પ્રભુની ભક્તિ કરવી એ તેનો નિત્યનો જીવન ક્રમ હતો.

એક દિવસ ગાંગો ભકત પોતાના ઘર આગળ પાણકોરૂ વણી રહ્યો હતો તે અરસામાં ઉનાનો એક સંઘ ત્યાં આગળ વિશ્રાન્તિ લેવા

થોભ્યો. ગાંગા ભક્તે તેને પૂછ્યું. તમે ક્યાં જાઓ છો? અમે ગંગા-જીએ જાત્રા કરવા જાઈએ છીએ. સંઘમાંથી એક જણ બોલ્યો.

ત્યારે મારૂં એક કામ કરશો? ગાંગાએ આજીજીથી કહ્યું. તમારા જેવા ભક્તનું કામ શા માટે ન કરીએ? સંઘપતિ બોલ્યો. માબાપ, મારાથી ગંગાજીની જાત્રા તો થઈ શકે તેમ નથી, પણ હું ચૂંદડીને મોડીયો આપું તે ગંગાજીને હાથોહાથ આપી દેજો. ગાંગો ભક્ત બોલ્યો.

ભક્તરાજ, તમે તે ગાંડા થયા છો? ગંગાજી તો નદી છે. એ હાથોહાથ ચૂંદડીને મોડિયો ક્યાંથી લે! સંઘપતિ બોલ્યો.

ગંગાજી હાથોહાથ ચૂંદડી મોડિયો લે તો તમારે આપવા નહિ-તર પાછા લઈ આવવા. ગાંગો ભક્ત બોલ્યો.

ભક્તરાજને નિરાશ ન કરો. ભક્તનું સાચ હશે, તો ગંગાજી હાથો હાથ ચૂંદડી મોડિયો લેશે. સંઘનો બીજો માણસ બોલ્યો.

માબાપ, મારામાં તો શું સાચ છે? સાચ તો માતાજીમાં છે. એ તો પતિત પાવન ગંગાજી છે અને હું તો પામર ઢેઢ: છતાં પણ માતાજી મારી આશા પુરી કરશે. ગાંગો ભક્ત બોલ્યો. ઠીક જાઓ ચૂંદડી અને મોડિયો લઈ આવો. સંઘપતિ બોલ્યો. તરત જ ગાંગો ભક્ત ગામમાં જઈ ચૂંદડી અને મોડિયો લઇ આવ્યા અને સંઘપતિને આપ્યા, અને બોલ્યો. મારૂં સંપેતરૂ માતાજીને હાથોહાથ આપજો. એ પતિત પાવની માતા પોતાના ભક્તની લાજ નહિ જવા દે.

પછી તો સંઘ આગળ વધ્યો. હવે ગાંગા ભક્તના ચૂંદડી અને મોડિયો ચર્ચાનો વિષય થઇ પડયા.

કોઈ કહેવા લાગ્યા કે ગાંગો તો ભગવાનનો પરમ ભક્ત છે. નક્કી માતાજી હાથોહાથ તેની ભેટ લેશે.

કોઇ કહેવા લાગ્યા કે, ગાંગો તો એવો ક્યાંનો ભક્ત? મોટા મોટા

મહાત્માના હાથની વસ્તુઓ પણ માતાજીએ હાથોહાથ લીધી નથી તો પછી આ ઢેઢમાં તે એવી કઇ સિદ્ધાઇ છે કે, માતાજી હાથોહાથ ચૂંદડી મોડિયો લે.

એ પ્રમાણે ચર્ચા કરતો કરતો સંઘ હંમેશાં આગળ અને આગળ વધી રહ્યો હતો. છેવટ ત્રણ મહિને સંઘ ગંગાજીએ જઇ પહોંચ્યો. સંઘે ત્યાં જતાવેંત ગાંગા ભક્તની ભક્તિની કસોટી કરી સંઘપતિ હાથમાં ચૂંદડી અને મોડિયો લઇ ઉભો અને બોલ્યો. હે પતિત પાવની ગંગામાતા, તમારા પરમભક્ત ગાંગાજીએ ચૂંદડી અને મોડિયો મોકલેલ છે, તે હાથો હાથ લઇ લ્યો.

થોડીવાર માટે નિરવ શાંતિ છવાય રહી. ગંગાજીના પાણીમાં કોઇ જાતની હીલચાલ થતી જણાય નહિ. પણ બીજી જ ક્ષણે એક કંકણ-વાળો હાથ ગંગાજીના જળ ઉપર દેખાણો. તરત જ સંઘપતિએ ચૂંદડી અને મોડિયો એ હાથમાં મૂકી દીધા. તરત જ હાથ અદ્રષ્ય થઇ ગયો. આવું ચમત્કારિક દ્રષ્ય જોઇને ગંગા કિનારાના દેશ પરદેશના યાત્રાળુઓ સ્તબ્ધ બન્યા. સૌ કોઈ ગાંગા ભક્તની ભક્તિના વખાણ કરવા લાગ્યા.

આ પ્રમાણે ગંગાજીએ પોતાના ભક્તની નામના વધારી. તેથી ગાંગાની કીર્તિ દૂર દૂર દેશમાં ફેલાઇ ગઈ. ખરેખર ગાંગાનું જીવન સફળ થયું. ઢેઢ જેવી પછાત કોમમાં જન્મ લઇ આવી સિદ્ધિ મેળવનાર બહુ જ ઓછા હોય છે.

આ તરફ સંઘને ગયાને છ માસ પુરા થવા આવ્યા હતા. ગાંગો ભક્ત આતુરતાથી સંઘની વાટ જોઇ રહ્યા હતા. થોડા દિવસમાં ઉનાનો સંઘ ગાંગેયા આવી પહોંચ્યો અને ગાંગા ભક્તને જોઇને તેના નામની જય બોલાવી.

પછી ગાંગો ભક્ત દીનતાથી બોલ્યો. માબાપ મારૂં સંપેતરૂં માતાજીએ લીધું કે નહિ?

ગાંગા ભક્ત તમને કોટાનકોટી ધન્યવાદ છે. ખરેખરે તમારી ભક્તિનો મહિમાં અદ્દભુત છે. તમારી ભેટ ગંગાજીએ હાથો હાથ લીધી છે. ખરેખર ઢેઢની નાતમાં જન્મી તમે દેહનું ઉત્તમ સાર્થક કર્યું છે. મોટા મોટા મહાત્મા જેવી સિદ્ધિ તમને વરી ચૂકી છે. અમારા જેવા પામર માણસો તમારી ભક્તિની કિંમત ક્યાંથી આંકી શકીએ. માતાજીએ તમારી ભેટ હાથો હાથ લીધી તે વખતે ગંગાજીને કાંઠે તમારી ભક્તિના ગુણગાન ગવાઇ રહ્યા હતા. તમારા ભક્તિના પ્રતાપથી આખા દેશમાં તમારી નામના વધી છે. સંઘપતિ બોલ્યો.

પછી તો સૌએ ગાંગા ભક્તની જે બોલાવી અને હર્ષઘેલા માનવીઓ સ્પૃશ્યા સ્પૃશ્યતાના ભેદને ભૂલી જઇ ગાંગા ભક્તના ચર્ણમાં પડવા લાગ્યા.

માતાજીએ પોતાની લાજ રાખી છે. તે સાંભળી ગાંગાની આંખમાં હર્ષના આંસુ આવી ગયા અને તે બ્રહ્માનંદમાં લીન થઇ ગયો.

(૩)

હવે તો ગાંગાની નામના વધી પડી હતી. અનેક સાધુ, સન્યાસીઓ ભકતો અને ભાવિકજનો અવાર નવાર તેને ત્યાં આવતા અને સત્સંગની લૂટ ચલાવતા. તુલસીશ્યામ જતા આવતા લોકો ગાંગા ભકતના દર્શન કર્યા વગર રહેતા નહિ.

હવે ગાંગા ભકતની નામના ગુજરાત કાઠીઆવાડમાં ફેલાઇ રહી હતી. છેવટ ફરીથી ગાંગાની કસોટીનો વખત આવ્યો. જીર્ણદુગ (જુનાગઢ)ના કેટલાક સંન્યાસીઓ અને વિદ્વાન બ્રાહ્મણો ગાંગાની પરીક્ષા લેવા માટે આવ્યા. તેઓએ ગાંગેચા આવી ગાંગા ભકતના ઘર

પાસે મુકામ કર્યું અને પછી ગાંગા પાસે જઇને કહેવા લાગ્યા. ભક્તરાજ, અમારે પાણી પીવું છે. તરસ બહુ લાગી છે, માટે પાણી આપો.

માબાપ, હું તો નીચ ઢેઢ છું. મારું પાણી તમને ખપ લાગે તેમ નથી. માટે સામે કુવો દેખાય છે, તેમાંથી પાણી કાઢી પી લ્યો. ગાંગો ભકત બોલ્યો.

ભક્તરાજ, અમે કુવાનું પાણી પીનારા નથી. અમે નિત્ય ગંગાજળનું પાન કરનારા છીએ. અમારી ગંગાજળની કાવડો પાછળ રહી ગઇ છે. પણ અમને એવી તરસ લાગી છે કે, હમણા જીવ નીકળી જશે. માટે અમે તમારે આશરે આવ્યા છીએ અને જો પાણી વિના મરી જાશું, તો તેનું પાપ તમને લાગશે. સન્યાસીઓ અને બ્રાહ્મણો બોલ્યા.

ખરેખર ગાંગા ભક્ત પર ધર્મ સંકટ આવી પડયું. અરેરે ! હવે મારે શું કરવું ? હું તેમને ગંગાજળ કયાંથી લાવી દઉં ? હે ગંગા માતાજી, મારે શું કરવું ? પ્રભુ મારા પર દયા કરો. આ મહાત્માઓ પાણી વિના મરી જશે, તો તેનું પાપ મારી માથે આવી પડશે. પ્રભુ બાનાની પત રાખજે. એમ બોલી ગાંગો ભક્ત હાથમાં મંજીરા અને તંબુરો લઇ પ્રભુના ભજન લલકારવા લાગ્યા. તેની આંખોમાંથી આંસુની ધારા ચાલી, અને પોતાના દેહનું ભાન ભુલ્યા. પણ તેજ વખતે એક દૈવી ચમત્કાર થયો. ગાંગા ભક્તની વેજા વણુ-વાની સાળનો ખાડો હતો, ત્યાં આગળ તોપ ફૂટે એવો અવાજ થયો, અને તે સાથેજ પાણીનો જબ્બર ધોધ બહાર નીકળી આવ્યો. એકાએક પાણીનો ધોધ જોઈને માણસો આશ્ચર્યમાં ડુબી ગયા. તમામ માણસોએ જાણ્યું કે, ભક્તની લાજ રાખવા ગંગાજી પ્રકટ થયા છે. ગંગાજીના પાણી જેવું ભુરા રંગનું પાણી એ ધોધ દ્વારા આગળ ચાલવા માંડયું. ગાંગા ભક્તની કસોટી કરવા આવનાર માણસો તેના પગમાં નમી પડયા અને બોલી ઉઠયા. ભક્તરાજ ક્ષમા કરો. અમે તમારી મહત્તા અને

ભક્તિને ન પીછાની શક્યા. અમે અશુદ્ધ માણુસો છીએ; અમે પાપીયા તમારૂં પારખું લેવા આવ્યા હતા.

તે વખતે ભક્તરાજ ગાંગાએ આંખો ઉઘાડી અને તમામ દ્રષ્ય જોયું. પોતાની પત રાખવા ગંગાજી પ્રકટ થયા, તેથી તેના આનંદનો પાર રહ્યો નહિ. પછી તેણે પોતાના પગમાં પડતા સાધુ, બ્રાહ્મણોને અટકાવ્યા અને બોલ્યા. મારે પગે પડી મને પાપી ન બનાવો. પગે તો પ્રભુને જ લાગવાનું છે.

એજ દયાળુ ભક્તની ભીડ ભાંગનાર છે. મારામાં કંઈ છે નહિ. એ તો બધો રામ નામનો પ્રતાપ છે. તમારા જેવા સાધુ અને બ્રાહ્મણોના પ્રતાપથી ગંગાજી પ્રકટ થયા છે. એમ બોલી ગાંગો ભક્ત તેમના પગમાં પડયા.

પછી ત્યાં ભેળા થએલા માણુસો એ નિર્મળ ગંગાજળમાં સ્નાન કરી પાપ મુક્ત બન્યા સૌરાષ્ટ્રના ગામે ગામે ગાંગા ભક્તને ત્યાં ગંગાજી પ્રકટ થવાની વાત ફેલાઈ ગઈ. અને પછી માણુસોના ટોળા ને ટોળા ગંગાજીમાં સ્નાન કરવા આવવા લાગ્યા. એ પ્રમાણે ગાંગેચા સૌરાષ્ટ્રનું કાશી ધામ બની ગયું.

ગાંગા ભક્તની એ પવિત્ર જન્મભૂમિમાં અનેક યાત્રાળુઓ આવતા અને પતિત પાવની ગંગાજીમાં સ્નાન કરી પાપથી મુક્ત બન્યા છે. સૌરાષ્ટ્રવાસીઓ ગાંગેચા જઈ ગંગા સ્નાન કરવામાં કાશીએ જવા જેટલું પુન્ય સમજતા હતા. ગંગાજીમાં સ્નાન કરી માણુસો ગાંગા ભક્તને દર્શને જતા, તેની સામે ગાંગો ભક્ત હાથ જોડીને બોલતા મારા દર્શન કરી મને પાપી ન બનાવો. રામને પગે પડો. રામ જ દયાળુ અને મહાન છે. તેજ તમારા અને મારા પાપનો નાશ કરનાર છે. રામ નામ જ મોટું છે. અને એના નામે જ અહીં ગંગાજી પ્રકટ થયા છે. બાકી હું તે કોણ માત્ર.

એંસી વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવી ગાંગો ભક્ત મોક્ષગતિને પામી ગયા. ધામ ધુમે તેમના મૃતદેહને સમાધી લેવરાવી.

ગાંગા ભક્તની યાદગીરી કાયમ રાખવા માટે ત્યાં ગંગનાથ મહાદેવનું મંદિર અને જે જગાએ ગંગાજી પ્રગટ થયા હતા, તે જગાએ કુંડ બંધાવ્યો.

અત્યારે તો એ ઇતિહાસ પર ત્રણુસો ત્રણુસો વર્ષના થર જામ્યા છે. છતાં હજી સુધી ગાંગા ભક્તની નામના પ્રસરી રહી છે. અને અત્યારે પણ અનેક માણુસો ત્યાં જઇ કુંડમાં સ્નાન કરી પાપમાંથી મુક્ત બને છે.

અત્યારે પણ એ અખુટ પાણીનો કુંડ મોજુદ છે. અનેક દુકાળ વર્ષમાં પણ એ કુંડના અખુટ પાણી કદી ખુટયા નથી. આસપાસ બબ્બે માઇલમાં કોઈ જગાએ નદિ ન હોવા છતાં એ નાના કુંડમાં અખુટ પાણી ભર્યું રહે છે, અને કદિ બગડતું નથી. ખરેખર એ નાના કુંડનું અખુટ જળ જોતા ગાંગા ભગતની મહત્તાનું ભાન થયા વિના રહેતું નથી. ધન્ય હો સારાષ્ટ્રના આવા ભક્તજનોને ! અસ્તુ.



# માડીની કબર

[ લેખક : શ્રી. કાન્તિ વડોદરીઆ ]

ઘેરાં, ભયંકર દુંદુભિ ગાજી રહ્યાં હતાં, તોપ, મશીનગન વગેરે વિકરાળ ફૂદાફૂદ કરી રહ્યાં હતાં. ન્હાનકડું જાપાન ને વિરાટ રશિયા બાથંબાથી કરતાં હતાં. તણખાં પડી ચૂક્યાં હતાં ને વેદીમાંથી જ્વાલાઓ નિકળતી હતી. વિરાટ રશિયા સામે જંગમાં ઉતરવું એ ત્યારનાં નિર્બળ જાપાન માટે સહેલી વાત ન હતી. યુવાનો, યુવતિઓ, ખખડી ગયેલ બુઢ્ઢાઓ ને બુઢ્ઢીઓ—સૌ કોઇ જાપાનનો સ્વાતંત્ર્યધ્વજ સાચવી રાખવા બહાર પડયાં હતાં. કોઇનો પુત્ર તો કોઇનો ભાઇ, તો કોઇનો નણદલવીર—બધાંય ધસતાં હતાં. તેમની એકજ નેમ હતી, એક જ આદર્શ હતો; ને તે જાપાનની સ્વાતંત્ર્યલટ. તે કોઇથી જરા પણ વિખરાય નહિ, તે ધૂળમાં મળી જાય નહિ—એજ તેમનો સિદ્ધાંત હતો.

જાપાનની રાજધાની ટોકીઓમાં સામાન્ય ભરતી ચાલતી હતી. 'આગે બઢો, યાહોમ કરીને કૂદી પડો'—એવાં પોષ્ટરો ટોકીઓની શેરીએ શેરીએ લાગી ગયાં હતાં. 'ઉગતાં સુર્યનાં દેશ'ને માથે આફત આવી પડી હતી. જાપાનને વધુ સૈન્યની જરૂર હતી. તેથી સામાન્ય ભરતી શરૂ કરવામાં આવી હતી. સેનાધિપતિએ ઢંઢેરો પિટાવ્યો હતો, 'ચલો, જેને જંગમાં ઉતરવું હોય તે નામ નોંધાવી જાવ.' જાપાનની જનેતાનાં આ સાદને અસંખ્ય માનવોએ અપનાવી લીધો હતો.

કેટલાંએ નામ નોંધાવ્યાં ને લડાઈમાં ગયાં. કોઈક પાછું ફર્યું, કોઈક રસ્તામાં અટવાઇ પડયું, કોઈક રશિયાનાં હાથમાં કેદી તરિકે જઇ પડયું ને કોઈક બિચારૂં જગતને પેલેપાર જવાની શરતમાં દેડાદેડ કરી રહ્યું–ને આ ક્રમ વિધાતાનાં સર્જન સમો ચાલ્યાં જ કર્યો. લડાઇ ન અટકી, સામાન્ય ભરતી પણ ન અટકી.

કેટલાંય લડવૈયાઓએ જાપાનની સ્વાતંત્ર્યવેદીનાં ખપ્પર ભર્યાં. પણ જાણે તે ધરાતી જ ન હતી. ચોપાસથી 'સ્વાહા! સ્વાહા!'ના અવાજ આવી જાણે જાપાનને ગભરાવી મૂકતાં ને જાપાન બિચારૂં ફાટે ડોળે જોઈ રહેતું, દેવીની ચીસો સાંભળી રહેતું.

ને આ જંગમાં જાપાનનાં યુવકયુવતિઓ સેંકડોની સંખ્યામાં ધસતાં હંમેશ જોવામાં આવતાં. કોણ નહિ કહે કે યૌવન માનવિને જોરથી ધક્કો મારે ને જાણે તેને હુકમ આપે છે, 'જા ધસ, આગે બઢ!'? ને યાવનને કોઇ અણજાણી પગદંડીએ, કોઇ ઘોર ગુફામાં, કોઇ વિરાટ મહાસાગરમાં, કોઇ ભયંકર જોખમમાં ઝંપલાવવાની મધુર ઇચ્છા થાય છે. શું યૌવનનો એ સનાતન નિયમ હશે? કોણ જાણે!

(૨)

એક દિવસ બિચારો ઉગ્યો હતો. સવારમાં જ સેનાપતિને ખબર મળ્યાં, 'રશિયાનાં જબરદસ્ત લડાયક વહાણો હલ્લો લઇને આવે છે.' ને તેની મૂંઝવણનો પાર રહ્યો નહિ. તે જોઈ જ રહ્યો. જાપાનની દેવડી તેની સામે તાંડવ મચાવતી દોડાદોડ કરી રહી. મૂંઝવણે પસીનાનું રૂપ લીધું. જગત આખું તેને મૂંઝવવા લાગ્યું. પુનઃ તેણે રાબેતા મુજબ સામાન્ય ભરતીનો ઢંઢેરો પિટાવ્યો. પણ જાપાનનાં ઘણાં યુદ્ધવીરોનો નાશ થઇ ગયો હતો. ને સોએક જેટલાં યુવાનો આવ્યાં. સેનાપતિ ગભરાયો. હવે શું થાય?...ત્યાં એક યુવાન હાંફતો હાંફતો દોટ મૂકી આવી પહોંચ્યો. તે માંડ માંડ બોલ્યો:

'સાહેબ, સાહેબ, મારે જવું છે—લડાઈમાં—માતાનો ધ્વજ ઉજ્જવલ રાખવા.'

'તું કોણ છે?' અમલદારી ઢબે સેનાપતિએ પૂછયું.

'સાહેબ, હું કોણ છું તેનું આપને શું કામ છે? પણ મારે જવું...જવું...ધ્વજ...ધ્વજ' ને તે બેભાન થઇ ગયો. સેનાપતિએ તેને કોઇ ગાંડો ધાર્યો. થોડીવાર પછી તે શુદ્ધિમાં આવ્યો ને પાછો સેનાપતિ પાસે ગયો :

'સાહેબ, મને રજા આપો છો ને?'

'પણ તું કોણ છે?'

'સાહેબ, હું એક કહિયારો છું.'

'તું એકલો જ રહે છે? તું પરણેલો છે?'

'ના, સાહેબ! હું પરણેલો નથી. પણ મારી વૃદ્ધ માતા મારી સાથે રહે છે.'

'તેનું ભરણપોષણ તારે લીધે જ થાય છે?' આવા નિરર્થક પ્રશ્નો પૂછવામાં સમય ગુમાવતાં સેનાપતિ પર તેને ચીડ ચડી.

'હાજી'

"તો જા! તારાથી યુદ્ધમાં નહિ જઈ શકાય. દૈવયોગે તું મરણ પામ તો તારી માતાનું કોણ?' સેનાપતિ વિષાદ ભર્યું હસ્યો ને 'ઓહ....,' કહેતો તે ચાલ્યો ગયો. તેને જમીન સરતી લાગી 'શું જગત આવું નિષ્ઠુર છે?' એ વિચાર તેને આવ્યો. 'પણ એ નિષ્ઠુર છે જ ક્યાં? આતો માતાને મારાં ભલાં માટે છે.' તેણે પોતે જ જવાબ વાળ્યો ને તે ઘરે ગયો. નિરાશાનાં ઘટ્ટઘનો તેની વિશાળ ને ભવ્ય મુખમુદ્રા પર ફરી વળ્યાં હતાં. આ જોઈ વૃદ્ધ માતા બિચારી

વિચારમાં પડી ને કંઈ અમંગળ ન થાય એ માટે મનમાં ને મનમાં બાધા આખડી માનવા લાગી.

'કેમ ભાઈ, આજે શું કૈં થયું છે?' તેણે પૂછયું.

'ના.'

'ઠીક, ભાઈ.' કહી માતા ચાલી ગઇ.

સાંજે જમવા વખતે પણ તે પૂરું ન જમ્યો. તેની માતાએ ખૂબખૂબ આગ્રહ ને કાકલુદી કરી ત્યારે તેણે કહ્યું:

'માજી, આજે સામાન્ય ભરતી વખતે હું સેનાપતિ પાસે નામ નોંધાવવા ગયો. તેમણે મારી સ્થિતિ પૂછી ને પછી ના પાડી. 'તું મરણ પામ તો તારી વૃદ્ધ માતાનું શું થાય?' એમ એમણે કહ્યું. મારી આશા ધૂળમાં મળી ગઇ. આખું જાપાન, જ્યારે સ્વાતંત્ર્ય ધ્વજ સાચવવા માટે ઝંપલાવે ત્યારે હું ચૂડીઓ પહેરીને ઘરને ખૂણે બેસી રહું!' આવેશપૂર્વક જાણે તે ધ્વજ ને સાચવી રહ્યો.

'ના, ભાઇ, ના' વૃદ્ધ માતા વિચક્ષણ રીતે હસી. તેની આંખોમાં વિચિત્ર ને અપાર્થિવ વહાલનું પૂર આવ્યું. વીસ વરસનાં યુવાનને તેણે ખૂબ ખૂબ ચૂમ્યો—જાણે છેલ્લી જ વખત ન હોય!

(૩

ભયંકર કાળરાત્રી પડી હતી. પોલીસનાં હાકોટાઓ ને તેની હરિફાઈ કરતાં કૂતરાંઓનાં રૂદનનાં ધૂધવાટાં જાણે એક થઇને ટાઢીઓને બ્હીવડાવતાં હતાં. એક ખૂણે એક વૃક્ષની ઓથે બેઠેલું ધુવડ કાળ-પ્રતિનિધિ સમું ભયંકર રીતે ગંભીર નાદ કહાડતું હતું. ચીબરીઓ નિનાદ કરતી કરતી ચોપાસ ઉડતી હતી.

દૂર દૂરથી બૂમ...નાં અવાજો આવતાં હતાં. તોપનાં ગોળા ધરતીને ધ્રૂજાવતાં હતાં. ટાઢીઓમાં ભયંકર શાન્તિ પ્રસરી હતી. કોઇ

કોઈ વાર લશ્કરી સિપાઈઓનાં જવાનાં અવાજ આવતાં કે શિયાળવાનાં રડવાનાં અવાજ સંભળાતાં. કોઈ વખત તોપગોળાનાં અવાજ કાનને વિંધી નાખતાં કે પછી ઘુવડ ને ચીબરીનાં નિનાદ સંભળાતાં. કૂતરાં પણ કોઇવાર અટ્ટહાસ્ય કરી લેતાં ને ત્યારે એક ખૂણે એક નાનકડું ઘર બિચારૂં થરથરતું પડયું હતું. અંદર એક દીવી શાન્તિ પૂર્વક પોતાની ફરજ બતાવતી હતી. એક વૃદ્ધ ડોસી પથારીમાં બેઠી બેઠી વિચાર મગ્ન થઇ ગઇ હતી......ને એકદમ બે ટીપાં તેની કરલીયાળી આંખમાંથી ટપકયાં. તે ઉભી થઈ ગઈ. કાગળ, કલમ ને છરી લઇ આવી. એક ચિઠ્ઠી લખી ને ફરી ફરી વાંચી. વાંચતાં થાકી જ નહિ. કલાક થઇ, બે કલાક થઇ ને સૂર્યનાં નિમકહલાલ છડીદાર કૂકડા એ તેનાં મહારાજનાં આગમનની પહેલી બાંગ પૂકારી. ડોસી ચમકી ઉઠી, તુરત જ તેણે છરી હાથમાં લીધી, બે આંસુથી સાફ કરી ને ચિઠ્ઠીને તેની પથારી પર મૂકી. એકદમ ઓ......એક ઝીણી ચીસ સંભળાઇ, ને બસ! તેની જીવન દિવડીમાંથી દિવેલ ખૂટી ગયું. ચોપાસ અંધકાર, મૃત્યુની મિઠાશ સમો, પ્રસરી રહ્યો. ઘુવડે ફરજ બજાવી લીધી ને તે શાન્ત થઇ ગયું. ચીબરી, કૂતરાં તેમજ શિયાળવાએ પણ તેનું અનુકરણ કર્યું.

ને સૂર્યનાં આગમને ટોકીઓ જાગી ઉઠયું. પેલો યુવક તેની માતા પાસે ગયો. પણ તેનું શોણિતભીનું ને નિશ્ચેતન શબ જોતાં તેનાથી ચીસ પડાઇ ગઇ. હજારો મૃત્યુદેવોની સામે ઉભા રહેવાની ઉમેદ ધરાવનારો તે એક મૃત્યુદેવ સામે હારી ગયો, રડી પડયો. તેણે ચિઠ્ઠી જોઈ ને ધ્રૂજતાં ધ્રૂજતાં વાંચીઃ

'ના. સેનાપતિ સાહેબ.'

મારા પુત્રને સૈન્યમાં દાખલ કરશો. હું એ માટે આત્મઘાત કરૂં છું. મારી મહાન જનેતા જાપાનની આડે મારાથી કેમ આવી શકાય?'

તુરત તેનામાં ચેતન આવ્યું, તે દોડયો. ને તેની સામે તેની મહાનજનેતા—જાપાન—ઊભી ઉભી પોકાર પાડી રહી. તેની નાની જનેતા ભુલાઇ ગઇ. તેણે એકદમ જઇને સેનાપતિને ચિઠ્ઠી આપી. કઠણ હૃદયનો એ લોખંડી અમલદાર પણ ગળગળો થઈ ગયો.

ને તે યુવક જાપાનનાં દરિઆઈ કાફલામાં જોડાયો.

(૪)

થોડા દિવસ બાદ તે યુવક દરિઆઇ સૈન્યનાં વડાને જણાવ્યા વગર તેનાં એક મિત્ર સાથે દારૂગોળાથી ભરેલાં બે લડાયક વહાણો તેમ જ સો જેટલાં સશસ્ત્ર સૈનિકો લઈને ચેફોહામા પાસેની ખાડી તરફ ગયો. તે ખાડી ખડકોથી ભરેલી હતી ને રશિયન વહાણોને આવવાનો રસ્તો પણ એ જ હતો. એક મોટાં ખડકની એક બાજુએ તેણે પોતાનું વહાણ છૂપાવ્યું ને તેનાં મિત્રે બીજી બાજુએ પોતાનું વહાણ છૂપાવ્યું. તેમણે નક્કી કર્યું કે પૂર્વ તરફથી પવન હોય તો પેલો યુવક તેનું વહાણ સળગાવે ને પશ્ચિમ તરફથી હોય તો તેનો મિત્ર સળગાવે.

તેમણે ખૂબ રાહ જોઇ...ને અન્તે દુશ્મનનાં વહાણો આનન્દનાં નશામાં પંખીની હાર જેવાં ચાલ્યાં આવતાં દેખાયાં. પૂર્વ દિશાનો પવન હતો. તુરત જ પેલા યુવકે પોતાનું વહાણ સળગાવ્યું. બીજી બાજુએથી તેના મિત્રે તોપના ગોળા છોડવા માડયાં, રશિયનો બન્ને બાજુએથી સપડાયા ને ગભરાઇ ગયાં. ને પછી કહેવાની કંઈ જરૂર છે કે રશિયનો પરાજય પામ્યાં? તેમનાં થોકબંધ સૈનિકો સળગી ગયાં, કોઇક ડૂબી ગયાં ને કોઈક કેદ પકડાયાં.

ચેફોહામા ને ટોકીઓમાં તો વહાણ ગૂમ થવાના સમાચારે સન-સનાટી વ્યાપી ગઇ હતી. ત્યાં પેલા બે બહાદુર વીરો દુશ્મનોને કેદ

પકડીને તેમ જ વહાણો લઇ આવી પહોંચ્યાં. બન્નેને ખૂબ ખૂબ અભિનંદન અપાયાં ને સરકારે તેમને ઇનામો તેમજ પદવીઓથી નવાજ્યાં.

પણ કોને ખબર હતી કે એક માડીની કબર પર જાપાનનાં એ વિજયનાં પાયા મંડાયાં હતાં? દરેકે દરેક દેશનાં એવાં વિજયોનાં પાયામાં આવા કેટલાયે છાના બલિદાનોના શ્રીફળ પડતાં હશે! પણ જગત તો તેની ગતિએ ચાલ્યું જ જાય છે. આવાં છાનાં શ્રીફળોની સ્વાતંત્ર્યવેદીને પણ જાણે ખબર કે પરવા હોતી નથી.



('સામળદાસ કૉલેજ મેગેઝીન'–માર્ચ ૧૯૩૭) [એક સાંભળેલી વાર્તાને આધારે]

# અનિલા

[ લેખક : ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ ]

'બાઈ, તમારા પર બાળહત્યાનું તહોમત મૂકવામાં આવે છે.' અદાલતમાં ન્યાયાસન પર બીરાજતા ન્યાયાધીશે હોલ્ડર હોઠે અડાડતાં કહ્યું. એક યુવતિ દીનમુખે તહોમતદારના પીંજરમાં ઊભી અનીમીષ નેત્રે ન્યાયાધીશ તરફ જોઇ રહી.

ઘોર દુ:ખ અનુભવી એનું સમસ્ત અંગ કૃષ થઈ ગયું હતું. એ યુવતિની વય ભાગ્યે જ વીશ વર્ષની હશે, પણ જોનારને પ્રૌઢા જણાતી. તેના ગાલમાં કરચલી દેખાતી હતી. માથાના વાળ તેલવિહોણા હોવાથી તેની લટો જોગી જેમ મુખ પર નાચતી હતી, તેથી તેનું મુખ વીકૃત બની રહ્યું હતું. તેનું રક્ત ચુસાઇ ગયું હતું—જાણે હાડપીંજરનું ખોખું કેમ ન હોય ? તેની આંખો ઉંડી ઉતરી ગઈ હતી. તેના ફાટેલતુટેલ કપડાં સંકોરીને પણ પોતાની કાયા ઢાંકવાનો મીથ્યા પ્રયાસ કરતી હતી. મલીન મુખ પર પણ કુલીનતા જોનારને તાદૃષ્ય થતી. એક પણ શબ્દ નહિ બોલતાં એ જોઇ રહી. પુનઃ ન્યાયાધીશ બોલ્યા, 'કેમ તે સંબંધે તમારે કાંઈ કહેવું છે ?'

'મારી દરેક હકિકત કોર્ટ લક્ષપુર્વક સાંભળશે તો મને એક પ્રકારની શાંતિ થશે.' તે બાળા ગભરાતા દીનમુખે બોલી. તેની સમસ્ત કાયાએ ધ્રુજારી અનુભવી.

ન્યાયાધીશ બોલ્યા 'ખુશીથી તમારે દલીલમાં જે કહેવું હોય તે કહો. કોર્ટ એ લક્ષપૂર્વક સાંભળશે.

પ્રોસીક્યુટર પણ ચૂપ રહ્યા.

યુવતિએ પોતાની ધીરે સુરે કરૂણ દલીલ શરૂ કરી, 'મને સમાજના આદર્શ ગણાતા ધર્મમૂર્તિ પ્રણેતાએ હેરાન કરી છે. તેના રસિક પ્રલોભને ભોળવી તેની અનેરી જાળમાં ફસાવી તજી દીધી અને એ કરૂણ

કથની તમોને નામ સિવાય સવિસ્તર કહું છું. પછી સાહેબ, આપને જે સજા ફરમાવવી હોય તે ફરમાવી દેજો. 'હું માતાના સુખથી તો બાળપણુથી જ વંચીત હતી. મારી ઉમર ભાગ્યે જ ૧૩ વર્ષની હશે ત્યાં મારા પિતાએ મારા લગ્ન એક અમારી જ જ્ઞાતિના બુડથલ બુઢ્ઢા સાથે કરી દીધાં. લોકો મને જોઈ નવાઈ પામતાં. કૂવેથી પાણી ભરી હું ઘેર આવતી ત્યારે મારૂં યૌવન જોવા ગામના જુવાનો એકઠા મળતા, પણ એક વર્ષ મારો સંસાર નહિ ચાલ્યો હોય, ત્યાં હું વિધવા બની–જો કે હું વિધવા જેવું જીવન તો જીવતી જ હતીઃ કારણુ મારા પતિ તદ્દન વૃદ્ધ હતા. પરંતુ પોતાને પુત્ર થશે એ આશાએ તેણે મારી સાથે ઘરડેઘડપણુ લગ્ન કર્યાં. હું તેની ચોથીવારની પત્ની બની છતાં કોઇપણુ પ્રકારે તે પિતા ન થઇ શક્યા.

'સમાજની નજરે હું ત્યાગમૂર્તિ બન્યા પછી લોકો મને અપ-શુકનીઆળનો અવતાર કહી સંબોધવા લાગ્યા. હિન્દુ સમાજમાં વિધવા તરફનું વર્તન નર્કધામ કરતાં પણુ વધુ કઠિન હોય છે.

'મારા પતિનો કોઇ વારસ નહોતો. તેમ નજદીકનું કોઇ સગું વહાલું નહોતું. મારા બદલામાં મારા પિતાએ જે દામ લીધા તેના પ્રતાપે મારા પતિ પાસે કાંઇ રહેવા પામ્યું નહોતું. છતાં તેની રહી સહી મિલ્કત પર હું ગુજારો કરવા લાગી. મારા પિતાએ મારા વેચાણુના આવેલ દ્રવ્યથી એક આશાને હિંચોળે ઝુલતી બાળા સાથે લગ્ન કર્યાં હતાં. અને પછી તેને પુત્રીની શી ફીકર? હું વિધવા બની. પરંતુ મને આશ્વાસન આપવા પણુ તેઓ ન આવ્યા. પુરૂષ તરફનું સંસારસુખ તો મેં ભોગવ્યું નહોતું. લગ્ન થવા છતાં હું કુમારી જ હતી, છતાં સમાજ મને પુનર્લગ્નની છૂટ આપે તો પછી તેના મૃત્યુ પામેલાં વડવાઓ કંપી ઉઠે ને? મારી બાલ્યવયની કરેલ કલ્પના યૌવન આવતાં નાશ પામી, મારી તો મુરાદ હતી કે, સરખે

સરખા આનંદ લહાવા લેશું, પરંતુ સાહેબ, એ કલ્પના પર કુઠારાઘાત થયો. પછી તો મારા નસીબે વહેલા ઉઠી દળવું અને ખાંડવું રહ્યું. એ કાર્ય પત્યા પછી સ્નાન કરી સફેદ સાડી પહેરી હું દેવળે દર્શન કરવા જતી.

'કેટલાક સમાજના પટેલીઆઓ કામધંધો મૂકી મને અવલોકવા ડાચાં ફાડીને બેસતાં. મારા બદન પર કાતિલ દૃષ્ટિ ફેંકી કેટલાક લ્હેરીલાલાઓ ભ્રમરોની જેમ ગુંજારવ કરતા. સમાજના પવિત્રતાના પડદા પાછળ એ હળાહળ વિષભર્યા માનવી કાળાં કૃત્ય કરતા પણ અચકાતા નહિ. જો તેના દંભનો પડદો ચીરી અવલોકન કરવામાં આવે તો તેના હીણા કૃત્યોનો સાક્ષાત્કાર થાય. મારૂં અનુપમ સૌન્દર્ય, દેહલાવણ્ય અને યૌવન સ્વર્ગની અપસરાને પણ ભુલાવે તેવું હતું. મારા પગલે પગલે કેમ જાણે અદ્દભુત આંચકા ન અનુભવતા હોય તેવો સમાજ જનતાના મુખ પરનો ભાવ હું વાંચી શકતી : મારા કંઠની મધુરતાથી હું મારી પાડોશમાં પણ સર્વને પ્રિય થઇ પડી હતી.

હું દર્શન કરી ઘેર આવી રાંધી, જમી કોઈ નવલકથા વાંચવા બેસતીઃ અગર કાંઈ ભરવા ગુંથવાનું હોય તે કરતી. અને તેના બદલામાં મળતા પૈસા પર મારૂં ગુજરાન કરતી. હું સુખે દુઃખે જીંદગી વીતાવી સંતોષ માનતી. પરંતુ મારા યૌવનનો તનમનાટ ઓછો નહોતો થયો. સાંજે દર્શન કરી હું પાછળની ગલીથી ઘર તરફ જવા લાગી ત્યાં વચ્ચે દેવળના મહંત મહાત્મા યાને ધર્માચાર્યની મ્હારા પર કૃપા દ્રષ્ટિ ઉતરી. અનેક પ્રલોભનોથી વશ કરી મને ઉપર આવવા કહ્યું. તેના કામણગારા નયનોના તેજે હું અંજાણી, મોહ પામી. યંત્રવત્ હું તેની પાછળ ખેંચાણી. હું યુવાન હતી. એ પણ પારકા પૈસા ઉપર તાગડધીન્ના કરીને અલમસ્ત બની શરીરને શણગારી મારા જેવી કંઇક અભાગીનીના જીવનને કલંકીત કરી બેઠો હશે.

ઉપર જઇ મખમલ બીછાવેલ સોફા પર હું બેઠી, ભયની એક

આછી ધ્રુજારી મારા સમસ્ત શરીરે અનુભવી, હું શ્વાસોશ્વાસ લેવા લાગી. એક કપરી પળે અનેક જાતના ચેનચાળા પછી એ કહેવાતા ધર્માચાર્યે મને ફસાવી–ભોળવી. હું લાલસાની સુંવાળી ભૂમિ પર લપસી પડી–પતનની ઉંડી ખાઇમાં અને સાહેબ પછી વધુ નિર્લજ બની નહિ કહું. અને પછીની હકીકત કહું ? સાંભળવું છે સાહેબ ?' ફાટી આંખે એ બાળા ન્યાયાધિશ તરફ જોઈ રહી.

'ખુશીથી તમારે જે કહેવું હોય તે કહો. મર્યાદાનો ભંગ ન થાય તે ખાસ લક્ષમાં રાખજો.' જજે કલમ શાહીમાં બોળતાં કહ્યું.

કેવી મર્યાદા ? શું મર્યાદા એવો શબ્દ સમાજમાં છે ? કોર્ટમાં હોય તો ભલે, સમાજમાં તો નથી. નગ્ન સત્ય સામે આંખ મીંચામણાં કરતી એ મર્યાદા પડદા પાછળ કેવી છે ? કહું ? કાળની જીભ જેવી વિક્રાળ ? સાહેબ, મારા દેહનું પતન થઇ ચુકયા પછી દેવળનો એ.. શા માટે મારી દરકાર રાખે ? પહેલાં સોનેરી જાળમાં ફસાવી પછી તેને શી પરવા ? એણે જાણ્યું કે હું ગર્ભવતિ થઇ છું

'હું ગર્ભવંતી બની અને તેમાં તેનું નામ ન સંડોવાય એ માટે તે મને વિનવવા લાગ્યો. એને તો એના·નામની દરકાર હતી ને કદાચ બદનામ થાય તો સમાજમાં પ્રભુ ગણાઇ પેટ કયાંથી ભરાય ?

'તેણે મને દસ દસ રૂપીયાની દસ નોટો આપતાં કહ્યું 'અનીલા તું યાત્રા કરવા ચાલી જા અને કૃપા કરી મને બચાવ.'

'પછી ભલે બાળકનું અને મારું ગમે તે થાય તેની તેને શા માટે ચીંતા ? સાહેબ, પછી હું શું કહું ? જીભ નથી ઉપડતી. હૈયું વલોવાઇ જાય છે. સાહેબ, પોતાના ફૂલ જેવા બાળકનો કઈ અભાગીની માતા નાશ ઇચ્છતી હશે ? બાળકને ધવરાવવા કઇ માતાને હોંશ નહિ હોય ? માને અંતરનાં ધાવણ ધવરાવવાના કેટલા કોડ છે એ જાણવાની ઇચ્છાવાળા પુરૂષોએ સ્ત્રી તરીકે જન્મવું જોઇએ.

'મને એ પાપીએ સો રૂપિયા આપ્યા. હું પહેલી જ ટ્રેનમાં બનારસ જવા ઉપડી, અને અહીં આવી, પછી ક્યાં જવું તેનો વિચાર કરવા લાગી. કર્મવશાત મને એક ધર્મશાળાની ઓરડી મળી પરંતુ સ્ત્રીથી શરીર છુપાવાયું છે ? મારો દેખાવ જોતાં ધર્મશાળાનો વ્યવસ્થાપક મારી પાસે આવ્યો એણે જાણ્યું કે હું 'સાપનો ભારો' છું. તેણે રહેવા દીધી પણ રહ્યાસહ્યા યૌવનને ગીરો રાખીને.

'પુરા દિવસે મને રાત્રીના વખતે પુત્ર જનમ્યો. ઓહ ! એ રૂપ ! હસતું ફુલડું ! એ ફૂલનો નાશ કરી તેને હું ઉકરડા નીચે છુપાવવા જતી હતી–મને છુપી પોલીસના માણસે પકડી અને આપ સમક્ષ ખડી કરી. ઓહ ...' એ બાળાને અજબ ધ્રૂજારી છૂટી.

'બહેન, તમે કયા ગામનાં ? એ મહંત કોણ ? તમે કઈ ધર્મશાળામાં ઉતર્યાં હતા ? એ બધો ભેદ ઉકેલો.'

'નહિ. કદી નહિ સાહેબ એ પીશાચનું કલંકીત નામ કદી નહિ કહું. એ મહંત શાનો ? દુનિયાને છડેચોક લુંટનારો ! મહાત્મા શાનો ? ઉજળો ઠગ ! એ બાળા પુન : વિચારવંત મુખે સ્તબ્ધ ઉભી.

'પરંતુ કોર્ટની નજરે એ અર્ધો ગુન્હેગાર છે ?' ન્યાયાધીશે કહ્યું.

'કોર્ટની નજરે ? વાહ, એનું નામ કદી નહિ લઉં' ધ્રૂજતી કાયાએ અનિલા ધરતી પર ઢળી પડી. તેની ટકાવી રાખેલી હિંમત સરી ગઇ. અને અચેતન થઈ આંખો ઉંચી ચડાવી ગઇ. તેનો તાજો જ જખમ ઉખડી ગયો. તેના પોતાના જ બાળકના ખૂની તરીકે તેના પર આરોપ આવ્યો ! તેની શી સજા ભોગવી કાળુ મુખ જનતાને બતાવવું ? એ વિચારે એનો પ્રાણ ઉડી ગયો. અને શબવત પીંજરામાં પડી. ડોકટરે આવી ધ્યાનસ્થ શરીરને ઢઢોળ્યું અને તુરત જ કહ્યું, 'હૃદય બંધ પડવાથી મૃત્યુ પામી છે.' અને ત્યારબાદ ? જીવતાં જે કાયાને સમાજે ચૂંથી હતી તે કાયા મૃત્યુબાદ ડોકટરો ચૂંથી રહ્યા હતા.